ગાયકવાડ સરકારે લાયબ્રેરી તથા
કન્યાશાળા માટે મંજુર કરેલું

# યુવતી સૌભાગ્યરત્ન.

રચનાર

શુકલ અંબાશંકર કલ્યાણજી.

પ્રસિદ્ધકર્તા

રાજગુરુ પં૦ રવિશંકર જયેષ્ઠારામ.

વેચનાર

પંડિત નારાયણ મૂલજી
કાલબાદેવી રોડ મુંબઈ, નં ૨

શોધિત વર્ધિત ત્રીજી આવૃત્તિ

સંવત ૧૯૮૦, સને ૧૯૨૪

કિંમત બાર આના.

# પ્રસ્તાવના

આપણા ભવિષ્યની ઉન્નતિનો મુખ્ય આધાર તો સ્ત્રીઓ ઉપર જ છે પોતાના પતિને સન્માર્ગે દોરનાર કે અધોગતિએ નાખનાર તેમજ પોતાના બાળકોને પણ સુધારનાર કે બગાડનાર સ્ત્રીઓ જ છે કેમકે સ્ત્રી વિના ઘર નથી, ઘર વિના પ્રજા નથી અને પ્રજા વિના રાજ્ય નથી માટે સ્ત્રીઓને અનેક પ્રકારના ઉપયોગી શિક્ષણોથી સદ્‌ગુણી બનાવી સુધારવાની અવશ્ય જરૂર છે એમ ધારી આપણી આર્ય મહિલાઓને સદ્‌ગુણ સંપાદન કરાવે તેવા સુવાસિનીધર્મ, સતીલક્ષણ, રજસ્વલાધર્મ, પ્રોષિત સ્ત્રીધર્મ, ગર્ભિણી સ્ત્રીધર્મ, વિધવાધર્મ, તુલસીપૂજાવિધિ, અને સતી સાવિત્રી, પતિભક્તિ સ્તવન, કૌશિક તથા એક તાપસી, અનસૂયાભ્યુદય, સતી સુલોચના ઈત્યાદિ અસલ સતીઓના દૃષ્ટાન્તોથી ભરપૂર આ "યુવતીસૌભાગ્યરત્ન" નામનો ઉત્તમ ગ્રંથ

મારા તરફથી છપાવી પ્રસિદ્ધ કર્યો છે પ્રથમાવૃત્તિ બહાર પડયા પછી થોડા જ વખતમા સુજ્ઞ ગ્રાહકોએ તેનો લાભ લેવાથી બીજી આવૃત્તિ કાઢી અને તે પણ ટુક વખતમા જ ખપી જવાથી આ ત્રીજી આવૃત્તિ ઘણા સુધારા વધારા સાથે છપાવી તરત પ્રસિદ્ધ કરવાનો પ્રસગ આવ્યો છે જેથી ગ્રાહકોનો આભાર માનુ છુ તેમજ દરેક કુટુબની સ્ત્રીઓ આ ગ્રથમાના દરેક ધર્મ અને પ્રાચીન સતીઓના દૃષ્ટાતો વાચી સાભળી ઉત્તમ જ્ઞાન મેળવી પવિત્ર અને પ્રેમી થઈ પોતાના કર્તવ્ય બજાવી "સતી" એવી ઉત્તમ પદવી સપાદન કરી સુખદાયી સ્થીતિ ભોગવી પોતાનુ જીવન સાફલ્ય કરે એવી મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

તથાસ્તુ

સવત ૧૯૮૦ના
શ્રાવણ વદ ૮ શુક્રે
શ્રીકૃષ્ણ જન્માષ્ટમી

પ્રસિદ્ધ કર્તા,
પં. રવિશકર જયેષ્ઠારામ

## અનુક્રમણિકા.





# યુવતી સૌભાગ્યરત્ન.



## ઇશ્વરસ્તુતિ

### વસંતતિલકા.

સ્નેહે સુણો સુખદ શાણી સખી સલુણી,
છે જ્ઞાન ખાણુમજમા મુજ બોધ પુણી,
યાચુ તથાપિ જગદીશ્વર દેવ પાસે,
સ્રીને અગત્ય શુભ છૂટ વિષે વિલાસે

## પ્રથમ કિરણ—સુવાસિનીધર્મ.

बुध्वा ब्राह्मे* मुहूर्ते निजपतिचरणौ संप्रणम्यास्यमस्य। प्रेक्ष्य प्रेम्णाथ नैजं शुभमुकुरतले भूमिमभ्यर्च्य पत्नी ॥ प्रातःस्मृत्यादि कृत्वा पतिपरिचरणं† संविधायैकचेणी। संरच्याधाय भाले तिलकमथगलाधो निमज्जेत्सभूषा ॥ १ ॥

* સૂર્યોદય પહેલા ૪ ઘટી આગળ ઉઠવુ, એને બ્રાહ્મ મુહૂર્ત કહે છે. † સેવા.

સ્ત્રીઓએ સૂર્યોદય થતા આગાઉ સવારના પહોરમા ઉઠી પોતાના સ્વામીના ચરણુંના સ્પર્શ કરી પ્રણામ કરવા તથા પ્રેમથી તેમનુ મુખ જોઈ પૃથ્વીનુ પૂજન કરી ઘરના કામકાજમા પ્રવર્તવુ સવારના પહોરના જે દેવના ગીતો હોય, તે ગાઈ સ્વામીને જોઈતી ચીજ (દાતણ વિગેરે) આપવી ત્યાર પછી માથાના કેશમા તેલ નાખી સાફ રાખી વેણી ધારણ કરી કપાળમા તિલક કરી વસ્ત્ર (આભૂષણ) સહિત ગળાસુધી સ્નાન કરવુ પરંતુ માથુ બોળી દરરોજ સ્નાન કરવુ નહી, કારણકે સુવાસિની સ્ત્રી પવિત્ર ગણાય છે કોઈ અડચણ આવે ત્યારે માત્ર માથુ બોળી ન્હાવુ આ પ્રમાણે હમેશા પાળવુ (૧)

पत्युः पूर्वं समुत्थाय देहशुद्धिं विधाय च ।
उत्थाप्य शयनीयानि कृत्वा †वेश्मविशोधनम् ॥ २ ॥

---

* બીછાનુ † ઘર

સ્ત્રીએ પોતાના પતિની અગાઉ ઉઠી દાતણ પાણી કરી, મુખ ધોઈ પથારી ઉપાડી ઘરને ઝાડી સાફ કરવુ (૨) शयनादुत्थिता नारी शुचिरेव हि सर्वदा ॥ કારણ કે પથારીમાથી ઉઠી સ્ત્રી પોતાના સ્વામીનુ તુરત દર્શન કરે છે, તેટલામાજ પવિત્ર ગણાય છે (૨)

महानसस्थपात्राणि बहिः प्रक्षाल्य सर्वशः ॥
मृद्भिस्तु शोधयेच्चुल्लीं तत्राग्निं सेंधनं न्यसेत्॥३॥

ત્યારપછી રસોડાના બધા વાસણ ઘરની બાહેર સારી રીતે માજી માટીવડે ચૂલાને લીંપવો, અને તેમા રસોઈ માટે કાષ્ઠ સહિત અગ્નિ મૂકવો (૩)

स्मृत्वा नियोगपात्राणि† रसान्नद्रविणानि च ।
*कृतपूर्वाह्नकार्येयं श्वशुरावभिवादयेत् ॥ ४ ॥

પછી ઘરમા વાપરવાના બીજા વાસણ, ઘી, તેલ વિગેરે રસ, ધાન્ય તથા દરરોજ ખરચ

* રસોડુ † જરૂરના વાસણ

માટેના પૈસા તપાસવા. એ રીતે સવારનુ કામ કરી સ્નાન કરવુ અને પવિત્રપણે થઇ શુદ્ધ ધોયેલુ વસ્ત્ર પહેરી સાસુને તથા સસરાને પગે લાગવુ (૪)

એ રીતે સદા વર્તતા તથા ગૃહકાર્ય કરતા સ્ત્રીએ પોતાના સ્વામીને પ્રસન્ન રાખવો કદી શ્રીમંતાઈ હોય ને ગૃહકાર્યો ચાકરોથી થતા હોય, તથાપિ પોતાનુ શરીર કસાય, તે રીતે સ્ત્રીએ ઘરના કાર્યો યથાર્થ થાય છે કે નહી, તેની પૂર્ણ તપાસ રાખવી, પણ પોતાના પતિ સબંધીના કાર્ય તો સ્ત્રીએ પોતે કરી તેને પ્રસન્ન કરવો- કોઇ રીતે પણ તેને અપ્રસન્ન થવા દેવો નહિ કારણ કે સ્ત્રીના સર્વ સુખનો આધાર તેનો સ્વામી છે, જેથી તેણે પતિના સુખે સુખ તથા પતિના દુખે દુખ માનવુ યોગ્ય છે સર્વ સબધમા પતિપત્નીનો સબધ અતિ નિકટનો છે જેથી પત્નીના સુખ દુખની લાગણી જેટલી તેના પતિને થાય છે, તેટલી

બીજાને થતી નથી અને પતિ જેટલો પત્નીના કલ્યાણમા તત્પર રહે છે, તેટલો બીજો કોઇ રહેનો નથી એવા પતિની સેવા કરવી, એ સ્રીઓનો પરમ ધર્મ છે માટે ઘરના સઘળા કામમા સ્રીઓએ તપાસ રાખી, બગડની ચીજોને સાફ કરીને પોતાના ઘરમા પવિત્રતા રાખવી

तास्या भर्त्रा पितृभ्यां वा भ्रातृमातुलबांधवैः॥
वस्त्रालंकाररत्नानि प्रदत्तान्येव धारयेत् ॥ ९ ॥

શરીર શુદ્ધ કર્યા બાદ પોતાના સ્વામીએ, માતાપિતાએ અથવા ભાઈ કે મામા વિગેરે સબધીએ આપેલા વસ્રાલ કાર ધારણ કરવા (૫)

मनोवाक्कर्मभिः शुद्धा पतिदेशानुवर्त्तिनी ॥
छायेवानुगता स्वच्छा सखेव हितकर्मसु ॥
दासीवदिष्टकार्येषु भार्या भर्तुः सदा भवेत् ६

સ્રીએ મન, વાણી તથા કર્મે કરી સદા શુદ્ધ રહેવુ, પતિની આજ્ઞા પાળનારી, તેને છાયાની પેઠે અનુસરનારી, પવિત્ર, તેના હિતકાર્યમા

મિત્ર સમાન અને હુકમ ઉઠાવવામા દાસ સમાન થવુ જોઇએ (૬)

ततोऽन्नसाधन कृत्वा पतये विनिवेद्य सा ॥
वैश्वदेवोद्धृतैरन्नै*र्भोजनीयाश्च भोजयेत् ॥ ७ ॥

પછી રસોઈ તૈયાર કરી પતિને કહી તેણે કરેલી પરમેશ્વરની પ્રાર્થના વડે પવિત્ર કરેલા અન્ને કરી સ્વામી તથા સસરાદિને ભોજન કરાવવુ આ પ્રમાણે દરરોજ તૈયાર કરી સમયેસમયે ભોજન કરાવવું (૭)

पतिं च तदनुज्ञाता शिष्टमन्नाद्यमात्मना ॥
भुक्त्वा नयेदहःशेषं सदायव्ययचिंतया ॥ ८ ॥

સ્વામીને ભોજન કરાવ્યા બાદ તેની રજા લઈ બાકી રહેલા અન્નમાથી પોતે ભોજન કરવુ અને ત્રીજો પ્રહર ઘરમા જોઇતી વસ્તુ સ્વચ્છ

---

* રસોઇ કરતામા જે કાષ્ઠ લાકડામા અથવા અન્નમા જીવ જતુ મરણ પામે છે તેનો દોષ ન લાગે, માટે હમેશા વૈશ્વદેવ હવન કરવામા આવે છે.

કરવા તથા તેની આવક જાવકનો વિચાર કર વામા કાઢવો (૮)

पुनः सायं पुनः प्रातर्गृहशुद्धिं विधाय च ॥
कृतान्नसाधना साध्वी सभृत्य भोजयेत्पतिम् ९

આ પ્રમાણે કુલવાન્ સ્ત્રીએ વારવાર સાજ સવાર ઘરને શુદ્ધ રાખી, રસોઇ તૈયાર કરી પતિભક્તિમા તત્પર રહી કુટુબવર્ગ તથા સ્નેહી સહિત પોતાના સ્વામીને ભોજન કરાવવુ અને ત્યારબાદ બાકી રહેલુ અન્ન તેની આજ્ઞા લઈ ભોજન કરવુ આ પ્રમાણે દરરોજના નિયમ પાળવાથી સ્ત્રી પોતાના ઉત્તમ ગુણોને પ્રાપ્ત થાય છે (૯)

नातितृप्ता स्वयं भुक्त्वा गृहनीतिं विधाय च ॥
आस्तृत्य साधु शयन ततः परिचरेत्पतिम् १०

રાત્રિએ પોતે રુચિ પ્રમાણે ભોજન કરી ઘરનુ બાકી રહેલુ કામ સમાપ્ત કરી તથા સારી

* બીછાનુ

રીતે શુદ્ધ શય્યા બીછાવીને પતિની સેવામા હાજર થવુ અને તેના ચરણુની સેવા કરવી તથા તેનુ શુભ ચિતન કરી સ્વામીને રાજી રાખવાનો પ્રયત્ન કરવો (૧૦)

**सुप्ते पत्यौ तदभ्यास्य स्वयं तद्गतमानसा ॥**
**अनग्ना† चाप्रमत्ता च निष्कामा च जितेन्द्रिया**

જ્યારે પતિ નિદ્રાવશ થાય ત્યારે તેમા મન રાખી તેજ શય્યા ઉપર નિષ્કામ તથા જિતેન્દ્રિય થઇ સાવધાનપણે વસ્ત્રસહિત શયન કરવુ ૧૧

તેજ વખતે કઠોર તથા અપ્રિય વચન બોલવુ નહીં કોઈ સાથે વાદ કરવો નહી અવિવેક, ક્રોધ તથા અદેખાઇના વચન બોલવા નહી કોઈ જૂઠી ચાડી, હીસા, વિષયમા મોહ, અહકાર અને પોતાની બડાઈ, ઇશ્વરમા નાસ્તિકપણુ, ચોરી તથા દભ, એટલા વાનાનો ત્યાગ કરવો

---

† વસ્ત્ર વિના સુવુ નહી.

**न दानैः शुद्ध्यते नारी नोपवासशतैरपि ॥**
**न तीर्थसेवया तद्वत् भर्तुः पादोदकैर्यथा॥१२॥**

પતિવ્રતા સ્ત્રી પોતાના પતિના ચરણોદક પીવાથી શુદ્ધ થાય છે, તેવી દાન તથા સેકડો ઉપવાસ કરવાથી તથા તીર્થસેવનવડે પણ શુદ્ધ થતી નથી (૧૨) કારણ કે સ્ત્રીને આ જગતમા પોતાનો સ્વામી એજ દેવ, ધર્મ ગુરુ અને તીર્થ છે વળી શકર તથા વિષ્ણુ કરતા પણ સ્વામી શ્રેષ્ઠ છે, માટે તેનુ ચરણોદક પીવાથી પવિત્ર થવાય છે

**नगरस्थो वनस्थो वा पापो वा यदि वा शुचिः॥**
**यासां स्त्रीणां प्रियो भर्ता तासां लोके महोदयः॥**

સ્ત્રીઓએ પોતાનો પતિ નગરમા અથવા વનમા હોય, તેમજ પાપી અથવા પવિત્ર હોય તોપણ પ્રિય છે એમ માનવુ કારણ કે સ્ત્રીઓનો ઉદય પતિથીજ જગતમા થાય છે. (૧૩)

भर्ता हि परमं नार्या भूषणं भूषणैर्विना ॥
एषा विरहिता तेन शोभनापि न शोभना१४

કારણ કે સ્ત્રીઓને ભષણ વિના પણ પતિ જ પરમ ભૂષણ છે એટલે ગમે તેટલા અલકાર હોય તો પણ જેને પતિનુ માન નથી અથવા પતિ જેને પ્રસન્ન કરતો નથી, તેને અલકાર તથા વસ્ત્ર અને પોતાનુ સ્વરૂપ શુ શોભાયમાન છે ? (૧૪) કારણ કે ગમે તેવી શોભતી હોય, પરતુ સ્વામી વિનાની સ્ત્રી આત્મા વિનાના દેહ ( શબ ) પ્રમાણે શોભતી નથી માટે જગતમા અલકારરૂપી સ્વામીનો ત્યાગ કરી દુસગ, સ્વતત્રતા અને પોતાની કીર્તિને કલક લગાડનારા કામો કોઈ પણ વખતે કરવા નહીં

न सा स्त्रीत्यभिमंतव्या यस्या भर्ता न तुष्यति॥
तुष्टे भर्तरि नारीणा तुष्टः स्यात् परमेश्वरः॥१५॥

જે સ્ત્રીમા પતિ સતોષ પામતો નથી, તેને સ્ત્રી માનવી નહી. કારણ કે સ્ત્રીઓને પતિ

પ્રસન્ન થયાથી પરમેશ્વર પ્રસન્ન થયા છે એમ માનવુ (૧૫) માટે જેને સદાચાર પાળવાની ઈચ્છા હશે, જેને પોતાના સ્વધર્મનો ભય હશે અને જગતમા કીર્તિની વૃદ્ધિ કરવાની ઇચ્છા હશે, તે સ્ત્રીએ પોતાનુ શિયળ ને સદાચાર સારી રીતે પાળી પતિભક્તિ કરવી એટલે સઘળા ધર્મ, સર્વ દાન અને સર્વ તીર્થાટન કર્યા એમ માનવુ માટે પતિભક્તિ એજ ઉત્તમ છે.

हरिद्रां कुंकुमं चैव सिन्दूरं कज्जलं तथा ॥
कूर्पासकं च ताम्बूलं मांगल्याभरण शुभम्॥१६॥

સ્ત્રીઓએ હમેશા કુકુમનો ચાદલો કરવો અને સિન્દૂર તથા હલદ ધારણ કરવી. (હલદ તથા સિન્દૂરની ચાલ આપણા ગુજરાતી વર્ગમા નથી, માટે એમ ન કરવાથી અડચણ નથી) આખમા મેસ નાખવી, સેથો પાડી માથુ સાફ રાખવુ અને કાચળી અથવા ચોળી હમેશા પહેરી રાખવી અને સારા સ્વચ્છ વસ્ત્ર તથા

મળી શકે એવા અલંકારો પહેરવા અને તાંબૂલ (પાન) ભક્ષણ કરવું (૧૬)

**केशसंस्कारकबरी* करकर्णविभूषणम् ॥**
**भर्तृरायुष्यमिच्छन्ती दूरयेन्न कचित् सती॥१७॥**

સ્ત્રીઓએ પોતાના સ્વામીનું ભલું ઇચ્છવું હોય તો કાંઈપણ કારણ શિવાય તેનાથી દૂર વસવું નહિ અને માથાના વાળને સુગંધી તેલથી સાફ રાખવા, તેમજ હાથના દાગીના તથા કાનના (સૌભાગ્યની નિશાની) દાગીના પહેરી હંમેશા આનંદમાં રહેવું (૧૭)

**नियमोदकबर्हीश्च पत्रपुष्पफलादिकम् ॥**
**सेवेत भर्तुरुच्छिष्टमिष्टमन्नफलादिकम् ॥ १८ ॥**

આગળના વખતમાં જ્યારે વનમાં ઋષિ-પત્નીઓ હતી ત્યારે તેઓ પોતાના પતિને માટે હવનની સઘળી સામગ્રી તૈયાર કરી આપતી હતી અને ઋષિઓના ખાતાં બાકી

* અંબોડો

વધેલા ફળ ફુલ પોતે ભક્ષણ કરતી હતી (૧૮) તેમજ હાલના વખતમા સ્ત્રીઓએ તેજ પ્રમાણે સ્વામીને માટે સઘળી તયારી કરવી દેવપૂજનના વખતે જે કાઇ ફળ ફૂલ વિગેરે જોઇએ તેની તયારી કરી રાખવી અને સ્વામીના ખાધા પછી બાકી રહેલા ફળ અથવા અન્ન વિગેરે પ્રસન્ન મનથી ખાવા કારણ કે સ્ત્રીઓને માત્ર સ્વામી-નુજ ઉચ્છિષ્ટ અન્ન વિગેરે ખાવાનો ધર્મ છે

स्त्रीणा च पतिदेवाना तच्छुश्रूषानुकूलता ॥
तद्बन्धुष्वनुवृत्तीश्च नित्य तद्व्रतधारणम् ॥१९॥

જે સ્ત્રીઓ પોતાના સ્વામીને જ દેવતા માને છે, તે સ્ત્રીઓએ પતિનુ વચન પાળવુ તથા તેની સેવા કરવી, એ જ મુખ્ય ધર્મ છે તેમ જ પોતાના સ્વામીના ભાઈભાડુઓની સાથે પણ સદાચારવાળા સારા વચનો બોલવાની ટેવ રાખવી, એ જ મુખ્ય વ્રત છે માટે પતિભક્તિ અને સત્યવચનનો ત્યાગ કુળવાન્ સ્ત્રીએ કદાપિ પણ નહીં કરવો (૧૯)

गृहमेधा मर्त्वन्नित्यं भूषणानि च पूजयेत् ॥
गृहकार्यपरा नित्य पूजयेन्मार्जयेद्गृहम् ॥ २० ॥

સ્ત્રીઓએ દરરોજ સવારના પહોરમા સ્નાન કરવા અગાઉ ઘરને ઝાડુ કાઢી સાફ રાખવુ અને આગણાનો ભાગ સાફ રાખી દુગધી ન થાય માટે સાથીઆ વિગેરથી સુશોભિત રાખવુ અને ઘરના કામમા સાવધાન રહી હમેશા બારણાના ઉમરા વિગેરેનુ પૂજન કરવુ (૨૦)

कामैरुच्चावचैः साध्वी प्रश्रयेण दमेन च ॥
वाक्यैः सत्यैः प्रियैः प्रेम्णा काले काले भजेत् पतिम् ॥२१॥

સારા કુળમા ઉત્પન્ન થએલી સ્ત્રીઓએ દભભાવ તથા કપટ વિનાના વચનો બોલી સર્વેને ખુશી રાખવા તથા સત્યવચન બોલી સમયે પોતાના પતિને રાજી રાખવો (૨૧)

संतुष्टाऽलोलुपा*दक्षा† धर्मज्ञा प्रियसत्यवाक्‡॥

* લોભ વિનાની † ચતુર, હુશિયાર ‡ સાચુ અને સારૂ બોલનારી

अप्रमत्ता शुचिः स्निग्धा पतिं त्वपतितं भजेत्२२

વખતે સ્વામીની અવસ્થા મધ્યમ સ્થિતિમા અર્થાત્ વિશેષ દાગીના તથા ઘણા મૂલ્યવાન્ વસ્ત્ર પહેરવાના ન હોય, તોપણ પોતાના સ્વામીને ખોટુ ન લાગે, માટે હુમેશા પ્રસન્ન મન રાખવુ વિશેષ લોભ કરવો નહીં ઘરના કામમા હુશિયારીથી રહેવુ, દરરોજ સાચુ બોલવાની ટેવ રાખવી, વિશેષ દ્રવ્ય હોય અથવા સ્વામીને માનીતી હોય અથવા પોતાનુ સ્વરૂપ ઘણુ શોભાયમાન હોય તોપણ ગર્વ કરવો નહી, પવિત્રપણે રહેવુ તથા પતિના વચનને અનુસરી ચાલવુ અને પતિભક્તિમા તત્પર રહેવુ (૨૨)

या पतिं हरिभावेन भजेत् श्रीरिव तत्परा ॥
हर्यात्मना हरेर्लोके पत्या श्रीरिव मोदते॥२३॥

જે પ્રમાણે લક્ષ્મીજી હમેશા શ્રીકૃષ્ણને ભજે છે, તે જ પ્રમાણે જે સ્ત્રી પોતાના પતિને

ઈશ્વરરૂપ માની તેની આજ્ઞા પાળે છે, તે જેમ લક્ષ્મીજીની અને શ્રીકૃષ્ણની કીર્તિ આ લોકના તથા પરલોકમા વખણાય છે, તે જ પ્રમાણે જગતમા પોતાની કીર્તિ મેળવી બીજા જન્મમા પણ તેવા જ સારા પતિનુ સુખ ભોગવે છે (૨૩) આ લોકમા સર્વ સ્ત્રીઓ અને પુરુષે સતી સીતાજી તથા દ્રૌપદી વિગેરેને પ્રમાણરૂપ માની, તેમનુ નામ સ્મરણ કરે છે

बालया वा युवत्या वा वृद्धया वापि योषिता ॥
न स्वातन्त्र्येण कर्तव्य किंचित् कार्य गृहेष्वपि २४

બાલ્યાવસ્થામા, યુવાવસ્થામા અને વૃદ્ધાવસ્થામા પણ કોઈ વખતે સ્વતત્રપણે વર્તવુ નહીં તેમ કોઈપણ પ્રકારનુ કામ ઘરનુ અથવા પારકાનુ પોતાની મરજી પ્રમાણે કરવુ નહી (૨૪)

बाल्ये पितुर्वशे तिष्ठेत् पाणिग्राहस्य† यौवने ॥

---

* પોતાની મરજી પ્રમાણે † સ્વામી (પરણનાર).

पुत्राणा भर्तरि प्रेते‡न भजेत् स्त्री स्वतंत्रताम् २५

બાલ્યાવસ્થામા (કન્યાવસ્થામા) પોતાના માબાપની આજ્ઞામા રહેવુ, અને યુવાવસ્થામા (પરણ્યા પછી) પતિના સ્વાધીનમા રહેવુ, કદાચ દૈવયોગે પૂર્વજન્મના સચિતને લીધે સ્વામી મરણ પામ્યો હોય તો પોતાના પુત્રોની આજ્ઞામા રહેવુ પરતુ સ્ત્રીઓએ કાઈપણ કામ સ્વતત્રપણે કરવુ નહી (૨૫)

रक्षेत् कन्या पिता विन्ना पतिः पुत्रास्तु वार्धके ।
अभावे ज्ञातयस्तेषा स्वातन्त्र्यं न क्वचित् स्त्रियः॥

કારણ કે મનુ ભગવાને કહ્યુ છે કે, બાલ્યાવસ્થામા પિતા રક્ષણ કરે છે, અને યુવાવસ્થામા પતિ રક્ષણ કરે છે અને સ્વામીના મરણ થયા બાદ પુત્રો રક્ષણ કરે છે વખતે સ્વામી ન હોય તેમ પુત્ર પણ ન હોય તો કોણ રક્ષણ કરે ? આમ શકા ઉત્પન્ન થાય પરતુ સ્વામી

‡ મરણ પામ્યા પછી

અથવા પુત્ર ન હોય તો પોતાના સગા વહાલા અને જ્ઞાતિ તરફથી રક્ષણુ મેળવવુ, પરતુ સ્ત્રીઓએ સ્વતત્રપણે કદાપિ રહેવુ નહિ (૨૬)

पित्रा भर्त्रा सुतैर्वाऽपि नेच्छेद्विरहमात्मनः ॥
एषा हि विरहेण स्त्री गर्ह्ये*कुर्यात् उभे कुले २७

સ્ત્રીઓએ પોતાના માબાપ અથવા સ્વામી તથા પુત્રોથી કદાપિ જૂદા રહેવુ નહી એટલે બાલ્યાવસ્થામા માબાપ સાથે રહેવુ, યુવાવસ્થામા પતિ સાથે રહેવુ અને સ્વામીના મરણ પછી છોકરાઓથી જૂદા ન રહેવુ કારણ કે જ્યારે સ્ત્રી બધાનો ત્યાગ કરી પોતે એકલી રહે છે ત્યારે જગતમા તેની કીર્તિ ઘટે છે, તથા સ્વામીના કુળની તથા માબાપના કુળની નિદા થાય છે અને તે સ્ત્રી નરકમા પડે છે (૨૭)

सदा प्रहृष्टया भाव्य गृहकार्येषु दक्षया ॥
सुसंस्कृतोपस्करया व्यये चामुक्तहस्तया॥२८॥

સ્ત્રીઓએ હમેશા પોતાનુ મન રાજી રાખી

* નિદાપાત્ર

ઘરનુ કામ ઘણુ હુશિયારીથી કરવુ તથા ઘરના સામાનપર સારી રીતે તપાસ રાખવી અને કોઈ પણ ખરચ કરવો હોય, તેમા વધારે હાથ છૂટો રાખી નકામો ખરચ કરવો નહી (૨૮)

यस्मै दद्यात् पिता त्वेना भ्राता चानुमते पितुः ॥
तं शुश्रूषेत जीवंतं संस्थित च न लघयेत्॥२९॥

પિતાએ અથવા પિતાની આજ્ઞાથી પોતાના ભાઈએ જેની સાથે લગ્ન કર્યું હોય તેવા સ્વામીની જીવતા સુધી સેવા કરવી અને સ્વામી મરણ પામ્યા પછી પણ તેની કહેલી વાર્તા પાળવી પર તુ તેના વચનનો લોપ કરવો નહીં (૨૯)

मंगलार्थ स्वस्त्ययनं यज्ञश्चासा प्रजापतेः ॥
प्रयुज्यते विवाहेषु प्रदानं स्वाम्यकारणम्॥३०॥

• લગ્ન વખતે જે મ ગળ ફેરા ફરવામા આવે છે અથવા જે સ્વસ્તિવાચન કરવામા આવે છે તથા જે હવન વિગેરે કરવામા આવે છે, તે સ્રીના કલ્યાણ થવા માટે છે તેમ જ લગ્ન થવા અ

ગાઉ જે વાગ્દાન (વેસવાળ) થાય છે, તેજ દિવસથી પોતાના સ્વામીનુ ભલુ ઇચ્છવુ અને ત્યારથી સ્વામીના તાબામા રહેવુ (૩૦)

अनृतावृनुकाले च मंत्रसंस्कारकृत् पतिः ॥
सुखस्य नित्य दातेह परलोके च हीयतः॥३१॥

ઋતુ પ્રાપ્ત થયો અથવા ન પ્રાપ્ત થયો હોય, તો પણ વેદોક્ત વિધિથી લગ્ન કરાયલો સ્વામી સ્રીને આ લોકમા ઋતુ થવા પછી સારૂ સુખ આપનાર છે, અને પરલોકમા તેવી જ સારી ગતિ મળે છે (૩૧)

पाणिग्राहस्य साध्वी स्त्री जीवतो वा मृतस्य च।
पतिलोकमभीप्संती नाचरेत् किंचिदप्रियम् ३२

પાણિગ્રહણ કરનાર (પરણનાર)નુ જીવતા છતા કે મરણ પામ્યા પછી કાઈ પણ ખરાબ કામ ઇચ્છવુ નહી કારણ કે જે સ્રી સદાચાર પાળે છે તે મરણ પામ્યા પછી પતિલોકમા જઈ પોતાના પૂર્વપતિની સાથે અત્યત સુખ ભોગવે છે (૩૨)

नास्ति स्त्रीणा पृथक् यज्ञो न व्रतं नाप्युपोषितम्।
पति शुश्रूषते येन तेन स्वर्गे महीयते ॥ ३३ ॥

સ્ત્રીઓને પોતાના સ્વામી શિવાય જુદો યજ્ઞ કરવાનો કહ્યો નથી તેમ જ કોઈ પણ વ્રત અથવા ઉપવાસ કરવા નહીં પરંતુ એક દૃઢ ભક્તિ રાખી માત્ર પતિસેવામા તત્પર રહે તો, તેનાથી સ્વર્ગ મળે છે (૩૩)

पतिमुल्लंघ्य या नारी उपोष्य व्रतमाचरेत् ॥
आयुष्यं हरते भर्तुः सा नारी नरकं व्रजेत्॥३४॥

કારણ કે જે સ્ત્રી પોતાના પતિની આજ્ઞા શિવાય કોઈ પણ વ્રત અથવા ઉપવાસ કરે છે, તેને તેનાથી કાંઈ ફળ મળતુ નથી. પરંતુ સ્વામીનુ આયુષ્ય કમી થાય છે અને તે સ્ત્રી પણ નરકમા પડે છે (૩૪) આ ઉપરથી એટલુ ધ્યાનમા લેવુ કે, ધર્મકાર્યમા પણ સ્વામીની આજ્ઞા જોઈએ છીએ. તો કાંઈ પણ કામ પોતાની મરજી

પ્રમાણે કેમ થઈ શકે? માટે સ્ત્રીઓને પરત ત્ર-
પણુ છે, એમા કાઈ સદેહ નથી

आसीतामरणात्क्षाता नियता ब्रह्मचारिणी ॥
यो धर्म एकपत्नीना* काक्षती तमनुत्तमम ॥३५॥

સ્ત્રીઓએ જીવતા સુધી કોઈએ અવગુણ કર્યો હોય, તે મનમા ન લાવતા અપકારને બદલે ઉપકાર કરી ક્ષમા રાખવી તેમ જ પોતાના પતિનુ જ સુખ ભોગવવુ એટલે બ્રહ્મચર્યપણુ રહે છે માટે ખરાબ ઇન્દ્રિયોના વિષયો દૂર કરી સારા સારા નિયમો પાળવા, તેમ સુખદુ ખ વખતે માત્ર સ્વામીને જ આધારે જે રહે છે, તે સ્ત્રી ઉત્તમ કહેવાય છે. ૩૫

अनेकानि सहस्राणि कुमारब्रह्मचारिणाम् ॥
दिवं† गतानि विप्राणा अकृत्वा कुलसततिम् ॥

બાલ્યાવસ્થામાથી જ જેઓ પરણેલા નથી જેવા કે સનકાદિક ચાર મુનિઓ, વાલખિલ્ય

*સતી–પતિવ્રતા † સ્વર્ગ

ઈત્યાદિ મહામુનિઓ, તેઓ બ્રહ્મચર્ય પાળ્યાથી સ્વર્ગસ્થાન ભોગવતા હતા તે જ પ્રમાણે જેને પ્રજા નથી તથાપિ સદાચાર પાળે છે તો ઉપર ના મહામુનિઓ પ્રમાણે તેઓને પણ સ્વર્ગ સ્થાન મળે છે માટે સદાચાર હમેશા પાળવો, એ જ મુખ્ય ધર્મ છે (૩૬)

अपत्यलोभात् या तु स्त्री भर्तार अतिवर्तते ॥
सेह निंदामवाप्नोति पतिलोकाच्च* हीयते॥३७

મને છોકરા થાય અને તે છોકરાથી હુ સ્વર્ગ-મા જાઉં, એમ માની જે સ્ત્રી પોતાના પતિને ત્યાગ કરી પરપુરુષ સાથે કુકર્મ કરે છે, તે સ્ત્રી આ લોકમા નિદિત ગણાય છે અને તેવી વર્ણ-સકર પ્રજાથી સ્વર્ગ મળતુ નથી, એટલુ જ નહીં પરતુ પતિલોકથી પણ પડે છે અને નિદાને પાત્ર ગણાય છે માટે પ્રજા ન થાય તો કાઈ નહી, પણ અન્યપુરુષનો સબધ મન સાથે

* સ્વર્ગ

પણ કરવાની ઈચ્છા રાખવી નહી (૩૭)

नान्योत्पन्ना प्रजास्तीह न चाप्यन्यपरिग्रहे ॥
न द्वितीयश्च साध्वीना क्वचित् भर्त्रोपदिश्यते ॥

તેમ જ શાસ્ત્રોક્ત વિધિથી થયેલા સ્વામી શિવાય પરપુરૂષ સાથે કુકર્મ કરવાથી ઉત્પન્ન થએલી પ્રજાને કોઈપણ શાસ્રાધારથી પ્રજા કહી શકાતી નથી તેમ જ પરપુરુષ જોડે પ્રીતિ કરી એટલે તે પતિ છે એમ કહેવાય નહી, માટે પતિવ્રતા સ્રીઓએ પોતાના સ્વામી શિવાય પરપુરુષની ઈચ્છા કરવી નહી કારણ કે વખતે પ્રજા ન થાય તો પણ સદાચાર પાળવાથી પોતાની ગતિ ઉત્તમ રીતે થાય છે

पतिं हित्वापकृष्ट स्वं* उत्कृष्टं या निषेवते ॥
निंद्यैव सा भवेल्लोके परपूर्वेति चोच्यते ॥३९॥

જે સ્રી પોતાના પતિને નીચ જાતનો ગણે છે (ક્ષત્રિય અથવા વૈશ્યની સ્રી પોતાની જા

* નીચ

તિના સ્વામીને નીચ ગણી ઉચ કુળના બ્રાહ્મ ણની સાથે કુકર્મ કરે છે) તેની જગતમા નિદા થાય છે અને તેનુ નામ પરપર્વા કહેવાય છે (એનો બીજો કોઈ પણ પતિ હોય એમ કહેવાય છે,) (૩૯)

मृते जीवति या पत्यौ या नान्यमुपगच्छति ॥
सेह कीर्तिमवाप्नोति मोदते चोमया सह ॥ ४० ॥

જે સ્રીનો પતિ મરણ પામ્યો હોય અથવા જીવતો હોય તોપણ પોતાના ચપળપણાથી અન્ય પુરુષ સાથે દુસગતિ કરવા ઈચ્છતી નથી, તે સ્રી આ જગતમા સારી કીર્તિ પામે છે તથા જેમ પાર્વતીના યશ ગવાય છે, તેમ સદાચાર પાળવાથી તેનુ નામ સ્મરણ સઘળી સ્રીઓ કરે છે, માટે સદાચાર તથા પતિભક્તિનો ત્યાગ કરવો નહી (૪૦)

स्त्रीभिर्भर्तृवचः कार्यमेप धर्मः परः स्त्रियाः ॥
आशुद्धः संप्रतीक्ष्येह महापातकदूषितः* ॥४१॥

---

* મહાન્ પાપ

સ્ત્રીઓએ પોતાના સ્વામીનુ વચન પાળવુ, કારણ કે એ સમાન બીજો ધર્મ નથી તેમ સ્વામીના વચન પાળવાથી જ સ્વર્ગ મળે છે જેમ કોઈ પણ મનુષ્ય ઘણા પાપો કરવાથી પાતકી ગણાઈ પવિત્ર થવા ઇચ્છે છે, તેમ સ્વામીનુ વચન એજ ધર્મ છે, એમ માની તેની આજ્ઞામા રહેવુ (૪૧)

आज्ञा संपादिनीं दक्षां वीरसुं*प्रियवादिनीम् ॥
कामिनीं नातिलंघेत धर्मकामार्थतत्परः ॥४२॥

જે સ્ત્રી પોતાના પતિની આજ્ઞા બરાબર પાળે છે, તેમજ પોતે હુશિઆર હોય છે તથા ઉત્પન્ન થતી પ્રજાને સારી રીતે ધર્મબોધ આપે છે અને સર્વદા સત્ય બોલે છે એવી સ્ત્રીને પોતાનો પતિ ધર્મ, અર્થ અને કામ આ ત્રણ પુરુષાર્થમા તત્પર થઈ કોઈ પણ વખત તેવી સદ્ગુણી સ્ત્રીની આજ્ઞા પાળ્યા વિના રહેશે નહી અને તે સ્ત્રી પોતાના પતિને સારી રીતે માનવા

* સારી પ્રજા ઉત્પન્ન કરનારી.

લાયક થાય છે કારણ કે પતિને વશ કરવામા કોઈ યત્ર અથવા મત્ર નથી કે, જેથી પોતાના તાબામા રહેતો તુરત સ્વામી તેના વશ થઈ જાય છે (૪૨)

पतिप्रियहिते युक्ता स्वाचारा संयतेन्द्रिया ॥
इह कीर्तिमवाप्नोति प्रेत्य चानुपमं सुखम्॥४३

જે વસ્તુ સ્વામીને સારી લાગે, તે ઉપર જ પ્રીતિ રાખવી અને પોતાની ખરાબ ઈન્દ્રિયોને બહાર ખરાબ વાસનામા ન જવા દેતા સદાચાર પાળવો આમ કરવાથી તે સ્ત્રીની આબરુ જગતમા સારી વખાણવા લાયક થાય છે અને પરલોકમા પણ સારા સુખને આપનારી થાય છે (૪૩) વળી શ્રીકૃષ્ણ પરમાત્માએ નારદ મુનિને કહેલા સ્ત્રીધર્મ —

शृणु नारद वक्ष्यामि सतीनां व्रतमुत्तमम् ॥
कुरूपो वा कुवृत्तो वा सुस्वभावोऽथ वै पतिः॥

નારાયણ કહે છે,—હે નારદ મુનિ ! પતિવ્રતા

સ્ત્રીઓને જે જે વ્રત પાળવાના છે તે કહુ છુ પોતાના પતિનુ રૂપ ( બેડાળ ) બરાબર સારૂ ન હોય, વખતે દુરાચાર ( કુસગ ) પાળતો હોય અને સારા સ્વભાવનો ન હોય, તો પણ સ્ત્રીએ તેવા પતિનો ત્યાગ કરવો નહી

रोगान्वितः पिशाचो वा क्रोधनो वाथ मद्यपः ॥
वृद्धो वा यदि दग्धो वा मूकोन्धो बधिरोपि वा॥

વળી સ્વામી વ્યાધિવાળો હોય, કપટ કરતો હોય તથા ક્રોધી હોય, મદિરાપાન કરતો હોય, નિષિદ્ધકારક બીજી ખરાબ વસ્તુઓ ખાતો હોય, ઘરડો હોય, ચતુર ન હોય, મુગો હોય અથવા બહેરો હોય તો પણ તેવા સ્વામીનો ત્યાગ કરવો નહી (૪૫)

सतत देववत्पूज्यः साध्व्या वाक्कायकर्मभिः ।
न जातु विषमं भर्तुः स्त्रिया कार्यं कथंचन ।४६।

ઉપરના કહેલા દોષોમાના કોઈ પણ દોષો પોતાના પતિમા હોય, તો પણ તેનો ત્યાગ ન

કરતા દેવતાની પ્રમાણે વાણી, કાયા અને કર્મથી નિરંતર તે સ્વામીનુ સેવન કરવું, પણ વખતે તેને ખોટુ લાગે એમ ન કરવુ (૪૬)

अहंकार विहायाथ कामक्रोधौ च सर्वदा ॥
मनसो रजनं पत्युः कार्यं नान्यस्य कुत्रचित् ४७

સ્રીએ પોતાના મનનો અહંકાર તથા મનના ખરાબ વિચારો અને ક્રોધ એઓનો ત્યાગ કરી હમેશા પોતાના તનમનથી સ્વામીને પ્રસન્ન કરવામા પ્રયત્ન કરવો, પણ તેનાથી વિરુદ્ધપણે વર્તી બીજી જગ્યાપર મનને રાખવુ નહિ ૪૭

देवो मनुष्यो गधर्वो सतीना नापरः प्रियः ॥
अप्रिय नैव कर्तव्यं पत्युः पत्न्या कदाचन ॥४८

સતી સ્રીને પોતાના પતિ કરતા અધિક દેવતા પણ નથી અથવા કોઈ મનુષ્ય પણ નથી તથા ગધર્વ પણ નથી માટે જેમ બને તેમ તન મનથી સ્રીએ કોઈ પણ વખત પોતાના પતિનુ ખરાબ ઈચ્છવુ નહીં

सुप्ते पत्यौ च या शेते पूर्वमेव प्रबुध्यते ॥
प्रविशेच्च हो या वह्नौ याते भर्तरि पञ्चताम्* ४९

દરરોજ સ્વામીના સુતા પછી પોતે સુવુ અને ઉઠવા અગાઉ પોતે ઉઠવુ દૈવયોગથી સ્વામીનુ મરણ થયુ હોય તો પોતે સાથે અગ્નિમા બળી મરવુ પરતુ પોતાનો જે સદાચાર પરપરાથી ચાલતો આવ્યો છે, તેનો ત્યાગ કરવો નહી અગ્નિમા પડી બળવાનો રીવાજ હાલ બધ છે (એટલે વિધવાધર્મ બરાબર પાળવો) (૪૯)

धर्मकार्येऽनुकूलत्त्व अर्थकार्येऽपि संचये ॥
गृहोपस्करसंस्कारे सक्ता या प्रतिवासरम् ५०

જે ધર્મ સ્વામી કરતા હોય, તેમા પોતે તત્પર થવુ, પરતુ તેને ના પાડવી નહીં વખતે દ્રવ્ય થોડુ હોય તો પોતાની શક્તિ પ્રમાણે ધર્મ કરવો, તેમજ દ્રવ્યનો સપૂર્ણ રીતે સચય કરવો અને ઘરના સરસામાનની હમેશા તપાસ

* અગ્નિમા મરણુ

રાખી બગડતા સામાનને સાફ કરવો (૫૦)

क्षेत्राद्वनाद्वा ग्रामाद्वा भर्तारं गृहमागतम् ॥
प्रत्युत्थायाभिनंदेत*आसनेनोदकेन च ॥५१॥

કોઈપણ કારણસર પોતાના પતિ ક્ષેત્રમા ગયા હોય, વનમા ગયા હોય અથવા બીજા ગામમા ગયા હોય ત્યાથી પાછા ઘેરે આવતા હોય, તે વખતે તરત ઉઠીને પ્રણામ કરવા તથા તેને આસન આપી કુશળતાની ખબર પૂછવી તેજ પ્રમાણે કોઈ આપણો સબધી બહારગામથી અથવા ગામમાથી આવતો હોય તો તેનુ પણ આ પ્રમાણે સન્માન કરવુ

प्रसन्नवदना नित्यं काले भोजनदायिनी ॥
भुक्तवंतं तु भर्तारं न वदेदप्रियं क्वचित् ॥५२॥

હમેશા પ્રસન્ન ચિત્ત રાખી સમયે સમયે રસોઈની તૈયારી કરી ભોજન કરાવવુ અને પોતાના કુટુબ સહવર્તમાન સ્વામીને ભોજન

---

* ઊભા થઈને

કરાવવું પરંતુ સ્વામી જ્યારે ભોજન કરવા બેઠા હોય, તે સમયે કઠોર વચન બોલવું નહી.

**आसने भोजने दाने सन्माने प्रियभाषणे ॥**
**दक्षया सर्वदा भाव्य भार्यया गृहमुख्यया॥५३॥**

જે સ્ત્રી પોતાના ઘરમાં બીજી સ્ત્રીઓ કરતા વડીલ હોય, તેણે હમેશાં હુશીયારીમાં રહેવું અને પોતાને ઘેર કોઇ પણ અતિથિ પરોણા તથા સગા સંબધી આવ્યા હોય, તેને સન્માન આપી તેની સાથે સત્ય વચન બોલી પ્રેમપૂર્વક ભોજન કરાવવું વખતે કોઈ ભિક્ષુક આવ્યો હોય તો તેનો સારો સત્કાર કરવો અને સઘળા સાથે સત્ય વચન બોલવા (૫૩)

**गृहव्ययनिमित्तं च यद्द्रव्यं*प्रभुणार्पितम् ॥**
**निर्वृत्य गृहकार्यं सा किंचिद्बुद्ध्यावशेषयेत्५४**

સ્વામીએ ઘર ખરચ સારુ કાંઈ પૈસા આપ્યા હોય તો તે પ્રમાણે ખરચ કરવો, પરંતુ

* સ્વામી.

તેમાથી સકોચ કરી થોડું દ્રવ્ય રાખી પોતાની બુદ્ધિથી તેટલોજ ખર્ચ કરવો કારણ કે ઘર સંસાર કેવી રીતે ચલાવવો, તે કુળવાન્ અને બુદ્ધિમતી સ્ત્રી શિવાય ચાલતો નથી, માટે દર-રોજ જેમ બને તેમ સંકોચપણે ખરચ કરવો

त्यागार्थमर्पिते* द्रव्ये लोभात्किंचिन्न धारयेत् ॥
भर्तृराज्ञा विना नैव स्वबंधुभ्यो दिशेद्धनम् ५५

પરંતુ ધર્મ કરવા માટે જે કંઈ દ્રવ્ય આપ્યુ હોય, તેમાથી લોભ કરી બચાવવુ નહી, તેમ પોતાની પાસે ગુપ્ત ન રાખવુ અને પોતાના ભાઈ ભાંડુઓ ગરીબ અવસ્થામા હોય તો પણ સ્વામીની આજ્ઞા શિવાય તેઓને કાઈ પણ ધન આપવુ નહીં (૫૫)

हीना निजगणैः सार्धं सपत्नीं† नैव गर्हयेत् ॥
ईर्ष्यारागसमुद्भूते विद्यमानेऽपि मत्सरे ॥५६॥

કદાપિ સ્વામી કાઈ પણ કારણસર બીજી સ્ત્રીને પરણ્યા હોય અને તે સ્ત્રી નીચ કુલની

---

* દાન માટે. † સોખ.

હોય, તો પણ (સપત્ની) તેવી સોખની નિંદા કરવી નહીં, કારણ કે એમ થવાથી એક બીજામા કુસંપ વધી જાય છે અને કુસંપ વધવાથી આખા ઘરનો નાશ થાય છે તથા તેનુ પરિણામ પણ અંતે ઘણુ ખરાબ ઉપજે છે (૫૬)

अप्रियं नैव कर्तव्यं सपत्नीभिः परस्परम्* ॥
न गेयादन्यनामानि न कुर्यादन्यवर्णनम् ५७

માટે સોખોએ એક બીજામા વઢવાડ કરવી નહીં તથા એકમેકનુ ખરાબ ઈચ્છવુ નહી વળી એક બીજાને મેણા મારવા નહી અને તુ અમુક સ્ત્રી જેવી ખરાબ છે, તેમ દાખલો આપવો નહી

न वसेद्दूरतः पत्युः स्थेयं वल्लभसन्निधौ† ॥
निर्दिष्टे च महाभागे वल्लभाभिमुख वसेत् ॥५८॥

સ્ત્રીઓએ કારણવિના પોતાના પતિથી દૂર વસવુ નહી, પરંતુ જેમ બને તેમ હંમેશા પાસે રહેવુ અને જ્યારે કોઈ કાર્યનો હુકમ કરે કે તુરત તેના સન્મુખ જઈ તે કામ કરવુ (૫૮)

* એક એકમા † સ્વામા

आहूता सत्वरं गच्छेद्रतिस्थाने रतोत्सुका ॥
पत्यौ गायति सोत्साहं श्रोतव्यं हृष्टचेतसा ५९॥

સ્વામી બોલાવે કે તુરત એકાંતમાં જઈ ઉત્સાહ પામવો અને ત્યાં જઈ સારાં વચનો બોલી સ્વામીને પ્રસન્ન કરવા. જ્યારે સ્વામી કોઈપણ દેવની સ્તુતિ અથવા દેવ સંબંધી ગાયન ગાતા હોય ત્યારે પોતાનું મન કોઈ પણ બીજી વસ્તુપર ન લઈ જતાં એક ચિત્તથી સાંભળવું (૫૯)

गायंतं च पतिं दृष्ट्वा भवेदानंदनिर्वृता ॥
भर्तुः समीपे न स्थेयं सोद्वेगं व्यग्रचित्तया॥६०॥

પોતાના પતિ જ્યારે ગાયન કરતા હોય, તે સાંભળી ઘણો આનંદ પામવો. પરંતુ કોઈ પણ વખતે મનમાં ચિંતા રાખી તેમની પાસે બેસવું નહીં, કારણ કે જ્યારે સ્ત્રીનું ચિત્ત સ્થિર રહેતું નથી અને મનમાં અનેક પ્રકારના સંતાપ

* જલદી

કરે છે, તેને જોઈ પોતાના પતિને મનમા દુઃખ ઉત્પન્ન થાય છે, માટે શાત મન હમેશા રાખવુ.

कथ्यमाना कथा भर्त्रा श्रोतव्या सादरं स्त्रिया ।
पत्युः संभाषणस्याग्रे नान्यत्संभाषयेत्स्वयम् ॥

કોઈ પણુ પ્રકારની સારી કથા અથવા પતિવ્રતા સ્ત્રીઓની વાર્તા સ્વામી કરતા હોય ત્યારે બરોબર સાભળી તેનો અર્થ ધ્યાનમા લઈ, તે પ્રમાણે વર્તવાને પ્રયત્ન કરવો તેમજ જ્યા સુધી પતિનુ વાકય પૂરુ થયુ નથી ત્યા સુધી પોતે કાઈ વચમાં બોલવું નહી (૬૧)

कलहो* न विधातव्यः कलियोग्ये प्रिये स्त्रिया ॥
भर्त्सिता† निन्दितात्यर्थं ताडितापि पतिव्रता ॥

કોઇ પણ પ્રકારનો ટટો સ્વામી સાથે કરવો નહી વખતે પ્રથમથી સ્વામીનો વાક માલમ પડતો હોય અથવા તેણે અપમાન કર્યું હોય વા નિંદિત વચનો કહ્યા હોય અથવા કાઈ

---

* કલેશ, લડાઈ. † તિરસ્કાર

કારણસર શિક્ષા કરી હોય, તો પણ તેની સામે ખરાબ વચન ન બોલતા પોતાની ભૂલ ગણી પતિસાથે શાંત વચનો બોલવાની ટેવ રાખવી

व्यथिताऽपि भयं त्यक्त्वा कंठे गृह्णीत वल्लभम् ॥
उच्चैर्न रोदनं कुर्यात नैवाक्रोशेच्च तं प्रति ॥६३॥

સ્વામીએ કાંઈ કારણસર મારી હોય તોપણ પોતાના મનમા તે ક્રોધ ન લાવતા ઘરમા મોટે સાદે રડવુ નહીં તથા મોટી બૂમ પાડી સ્વામીને પજવવો નહીં. પણ તેની સાથે શાત વચનથી બોલવાની ટેવ રાખવી તેમ ઘરમાથી રડતાં રડતાં બીજે ઠેકાણે નાસી જવુ નહીં (૬૩)

उत्सवादिषु बंधूना सदन* यदि गच्छति ।
लब्ध्वानुज्ञा तदा पत्युर्गच्छेदध्यक्ष†रक्षिता ॥
न वसेत्सुचिरं‡तत्र प्रत्यागच्छेद्गृहं सती ॥६४॥

જ્યારે કાંઈ સારા પર્વના દિવસો આવ્યા હોય અને પોતાના માબાપને ત્યા કારણસર જવુ પડે તો સ્વામીની આજ્ઞા લઈ ઘરની

*ઘર † ડેરેલ, મુખ્ય. ‡ ઘણો વખત

તપાસ રાખવામા સારો બંદોબસ્ત કરી જવુ અને ત્યા પણ પોતાનુ કામ પૂરુ કરી જલદી પાછા ઘેરે આવવુ પરંતુ વધારે વખત કારણ શિવાય રહેવુ નહી (૬૪)

आहूता गृहकार्याणि त्यक्त्वा गच्छेच्च सत्वरम्*॥
किमर्थं व्याहृता स्वामिन् सप्रसादो विधीयताम्

જે વખતે સ્ત્રી ઘરનુ કામ કરતી હોય અને તેજ વખતે પોતાના સ્વામીએ કાઇ કામસર બોલાવી હોય તો કરવામા આવતા કામને નુકશાન ન થાય, તેમ છોડી દઇ તુરત સ્વામી પાસે જઇ હાથ જોડી ઉભા રહી તેમને પ્રેમથી પૂછવુ, "હે પ્રાણનાથ! શુ કાર્ય માટે મને બોલાવી? માટે આજ્ઞા કરો, તે કામ હુ જલદીથી કરુ."

मा चिरं† तिष्ठते द्वारि न द्वारमुपवेशयेत् ।
स्वामिना दापितं किंचित्कस्मैचिन्न ददात्यपि ॥

વધારે વખત આગણામા ઉભા રહેવું નહી, તેમ વધારે વખત બારણામા બેસવુ નહી અને

* જલદી † લાંબો વખત

સ્વામીએ પ્રસન્ન થઇ જે કાઈ ચીજ આપણને આપી હોય, તે કોઇને આપવી નહીં, પરંતુ પોતાની પાસે રાખવી (૬૬)

**नावलोक्या दिशः स्वैरं नावलोक्यः परो जनः**
**विलासैं+ रवलोक्यं स्यात् पत्युराननपंकजम्॥**

સ્ત્રીઓએ પોતાની મરજી પ્રમાણે ગમે તેવી દિશા તરફ જોવું નહીં, તેમ પરપુરુષને ખરાબ ચિત્તથી જોવો નહી, પરંતુ પોતાના પતિનું મુખ હમેશા આનંદિત મનથી જોવું કારણ કે સ્વામી પ્રસન્ન થયાથી સઘળું સુખ સ્ત્રીઓને મળે છે (૬૭)

**नैकाकिनी क्वचिद्गच्छेन्न नग्ना स्नानमाचरेत्॥**
**भर्तृविद्वेषिणीं नारीं साध्वीं नो भावयेत् क्वचित्**

સ્ત્રીઓએ કોઈપણ જગ્યાએ એકલા જવું નહીં, તેમ સ્નાન કરતી વખતે વસ્ત્ર શિવાય (નગ્ન) સ્નાન કરવું નહી અને પોતાના સ્વામી સાથે કલેશ કરનારી પોતાની ગમે તેવી સગી

---

*મરજી પ્રમાણે †આનંદ ‡મુખકમલ.

હોય, તોપણ તેવી સ્ત્રી જોડે ભાષણ કરવું નહી તેમ જે સ્ત્રી પોતાના પતિ જોડે વગર કારણસર લડાઈ કરે, તેને સાધ્વી સ્ત્રી કહેવી નહીં (૬૮)

**नोलूखले* न †मुमले न वर्धिन्या‡ दृशद्यपि §॥**
**न यंत्रकेऽपि*देहल्यां सती चोपविशेत् कचित् ।**

પતિવ્રતા સ્ત્રીઓએ ઉખરીપર બેસવુ નહી તથા મુસલપર બેસવુ નહી અને ઉબરા ઉપર, ઘટી વિગેરે યત્ર ઉપર અથવા પથ્થરપર બેસવુ નહીં (૬૯)

**तीर्थस्नानार्थिनी नारी पतिपादोदकं पिबेत् ॥**
**शंकरादपि विष्णोर्वा पतिरेकोधिकःस्त्रियाः ७०**

જે સ્ત્રી એવી ઈચ્છા રાખતી હોય કે મારે તીર્થયાત્રા કરવી એજ સારુ છે, પરતુ તેનાથી બની શકતું ન હોય અથવા બનતું હોય તોપણ પોતાના સ્વામીના પગ ધોઇ તે પાણી પોતે પીવુ, તે પણ તીર્થ પ્રમાણે છે કારણકે શકર

*ઉખરા †મુસલ ‡ઉબર §પથ્થર *ઘટી વિગેરે યત્ર.

કરતા તથા વિષ્ણુ કરતા પણ આ જગતમા સ્ત્રીઓને પોતાનો પતિ અધિક છે એટલે એમ શકા ન લાવવી કે, શકર તથા વિષ્ણુનો તિરસ્કાર કરવો પરતુ જે પ્રમાણે એઓનુ ચરણોદક લેવા ઈચ્છા કરો છો, તેજ પ્રમાણે પતિના ચરણોદકનો મહિમા છે- (૭૦)

स्त्रीणां हि परमश्चैको नियमः समुदाहृतः ।
अभ्यर्च्य भर्तुश्चरणौ भोक्तव्यं च सदा स्त्रिया॥

વળી સ્ત્રીઓને એક નિયમ મુખ્ય છે અને તે સર્વમા શ્રેષ્ઠ છે પ્રથમ પોતાના સ્વામીના ચરણ ધોઇ તેનું પૂજન કરવુ ત્યારબાદ હમેશાં ભોજન કરવાનો નિયમ રાખવો કારણ કે આ જગતમા સ્વામીના સમાન સ્ત્રીઓને બીજુ સુખ આપનાર કોઇ નથી (૭૧)

भर्ता देवो गुरुर्भर्ता धर्मतीर्थव्रतानि च ॥
तस्मात् सर्वं परित्यज्य पतिमेकं समर्चयेत् ॥७२

સ્ત્રીઓનો મુખ્ય દેવ પોતાના સ્વામી

શિવાય બીજો કોઈ નથી, તેમ ગુરુપણ સ્વામી શિવાય બીજો કોઈ નથી માટે પતિનેજ ગુરુ માનવો અને ધર્મ પણ સ્વામીસેવા કર્યાથી જ થાય છે તથા તીર્થયાત્રા પણ સ્વામીની આજ્ઞા પાળ્યાથી જ થાય છે અને અનેક પ્રકારના વ્રતો પણ કેવળ સ્વામીસેવાથી જ થાય છે એટલે ઉપરના નિયમો–દેવતા, ગુરુ, ધર્મ, તીર્થ અને વ્રત વિગેરે સઘળુ–સ્વામી સેવાથીજ સંપૂર્ણ થાય છે (૭૨)

કોઇને એવી શંકા ઉત્પન્ન થશે કે, ધર્મ તીર્થ વ્રત ત્યારે શા માટે કરવા? પરંતુ સ્વામી-ભક્તિ ત્યાગ કરી ઉપરના નિયમો પાળવાથી કાંઈ ફળ મળતું નથી, માટે સ્વામીની આજ્ઞા લઇ ધર્મ તથા તીર્થાટન (યાત્રા) અને વ્રત વિગેરે કરવા કારણકે આગળ લખી ગયા છીએ કે સ્વામીની આજ્ઞા પાળ્યા શિવાય જે સ્ત્રી ધર્મ અથવા ઉપવાસ અને વ્રત વિગેરે જે કાંઈ કરશે તો તેનાથી તેને સ્વર્ગ ન મળતાં

ઉલટું સ્વામીનુ આયુષ્ય ઓછુ કરી પોતે નરકમા પડે છે, માટે આજ્ઞા પાળવી એજ સ્ત્રીઓનો ધર્મ છે

सेवते भर्तुरुच्छिष्टं* इष्टमन्नफलादिकम् ॥
महाप्रसाद इत्युक्त्वा मोदमाना निरंतरम् ॥७३

સ્ત્રીઓએ હમેશાં સ્વામીનુ ખાતા વધેલુ જે• કાંઈ અન્ન તથા ફલફૂલ વિગેરે હોય, તે આનંદથી ભક્ષણ કરવુ અને તેનેજ મહાપ્રસાદ છે એમ માની ખુશી થયને હમેશ ખાવુ પરંતુ બીજાનુ ઉચ્છિષ્ટ અન્ન ખાવુ નહી

यावन्तो रोमकूपाःस्युःस्त्रीणा गात्रेषु निर्मिताः॥
तावद्वर्षसहस्राणि नाक† ताः पर्युपासते ॥७४॥

જે સ્ત્રીઓ હમેશા સદાચાર પાળે છે, તેઓના શરીરમાં જેટલા કેશ ઉત્પન્ન થયા હોય તેટલા વર્ષ સુધી સ્વર્ગમા રહે છે એટલે કેશ ગણવાનુ

---

* બાકી રહેલું † સ્વર્ગ

કામ નથી, પરંતુ ઘણા વર્ષ સુધી તેઓ સુખ પામે છે (૭૪)

जीवहीनो यथा देहो क्षणादशुचितां व्रजेत् ।
भर्तृहीना तथा योषित्*सुस्नाताप्यशुचिःसदा॥

જેમ જીવવિનાનો દેહ (શબ) અપવિત્ર રહે છે, તે જ પ્રમાણે સ્વામી વગરની સ્ત્રી હમેશા અપવિત્ર રહે છે જો કે શબને (મરીગયેલા મુડદાને) ગમે તેવા અત્તર વિગેરે ચોળી સ્નાન કરાવીએ છીએ, તો પણ તે કાંઈ પવિત્ર ગણાય નહીં તે જ પ્રમાણે સ્વામી વિનાની સ્ત્રી હમેશાં અપવિત્ર ગણાય છે. (૭૫) વખતે દૈવયોગથી વિધવાદશા પ્રાપ્ત થઈ હોય, તો પણ સદાચાર પાળવો, એ જ મુખ્ય ધર્મ છે.

शीलभंगेन दुर्वृत्ताः पातयंति कुलत्रयम् ॥
पितुः कुलं तथा पत्युरिहामुत्र† च दुःखिताः ७६

જે સ્ત્રીઓ પોતાનો સદાચારનો ત્યાગ કરી દુરાચાર પાળે છે ત્યારે તેને આ જગતમા ત્રણ

* સ્ત્રી † આ લોક તથા પરલોક

કલંક (એબ) લાગે છે (૧) પોતાના મા બાપના કુલને તે કલંક લગાડે છે, (૨) પોતાના સાસરાના કુલની લાજ જાય છે, (૩) પોતે આ લોકમા તથા પરલોકમા પણ દુઃખ ભોગવનારી થાય છે (૭૬)

अनुयाति न भर्तारं यदि दैवात् कथंचन ॥
तत्रापि शील संरक्ष्यं शीलभंगात्पतत्यधः ॥
तद्वैगुण्यात्पिता स्वर्गात्पतिः पतति नान्यथा ॥

જે સ્ત્રી પોતાના સ્વામીની આજ્ઞા પાળતી નથી, તેમ જ પોતે સદાચાર પાળતી નથી તો તેને સ્વર્ગપ્રાપ્તિ થતી નથી માટે સદાચાર તથા પતિની આજ્ઞા પાળવાથી સ્વર્ગપ્રાપ્તિ થાય છે અને જો સદાચાર ન પાળે તો સ્વર્ગવાસી પિતાને તથા સ્વર્ગવાસી પતિને અધોગતિ (નરક) મા પાડે છે માટે સ્ત્રીઓએ સદાચાર પાળ્યા શિવાય રહેવુ નહી. (૭૭)

प्रातःकाले तु या नारी दद्यादर्घ्यं विवस्वते*॥

* સૂર્ય

सप्तजन्मसु वैधव्य सा नारी नैव पश्यति।७८।

જે સ્ત્રી હરરોજ સવારના પહોરમા સ્નાન કરી સૂર્યની પૂજા કરે તો તે સ્ત્રીને સાત જન્મ સુધી વિધવા દશા પ્રાપ્ત થતી નથી (૭૮) કોઈ શકા કરશે કે, જેઓ સૂર્યની પૂજા હમેશા કરે છે અને તેને વિધવા દશા કેમ પ્રાપ્ત થાય? આનો ખુલાસો એટલોજ છે કે, પૂર્વ જન્મના કર્મથી જ વૈધવ્ય પ્રાપ્ત થાય છે, પણ આ જન્મમા કરેલા પૂજનાદિકનુ ફળ તો અવશ્ય મળે છે જ પરતુ આપણે જે કાઈ કર્મ કરીએ છીએ, તે કેવળ ભગવત્ અર્પણ કરીએ છીએ તો પ્રત્યક્ષ ભગવત્ સ્વરૂપ આ જગતમા સૂર્ય છે, એમા કાઈ સદેહ નથી માટે સૂર્યની સ્તુતિ અથવા તેનુ પૂજન કરવુ, એ મુખ્ય આપણો ધર્મ છે

नैतादृशं दैवतमस्ति किंचित् सर्वेषु लोकेषु सदैव तेषु ॥ यदा पतिस्तुष्यति सर्वकामान् लभेत् प्रकाम कुपितश्च हन्यात् ॥७९॥

સ્ત્રીઓને સ્વામીની સેવા કરવી, એ જ આ જગતમા મુખ્ય ધર્મ છે અને જ્યારે સ્વામી પ્રસન્ન થાય તો જ પોતાના મનના મનોરથ પરિપૂર્ણ થાય છે અને જ્યારે સ્વામી કોપાય માન થયા કે તમામ મનોરથોની સિદ્ધિ નાશ પામી જાય છે માટે પતિને પ્રસન્ન કરવો જેથી પોતાની સઘળી આશા પૂર્ણ થાય (૭૯)

**तस्मादपत्यं * विविधाश्च भोगाः शय्यासनान्यद्भुतभोजनानि ॥**
**वस्त्राणि माल्यानि तथैव गंधाः स्वर्गे च लोके विविधा च कीर्तिः ॥ ८० ॥**

સ્વામી પ્રસન્ન થવાથી જ અપત્ય પ્રજા ઉત્પન્ન થાય છે અને તરેહ તરેહ જાતના વૈભવો પણ સ્વામીથી જ મળે છે સુવાને શૈયા, સારા આસનો તથા જાતજાતના ભોજનો પતિભક્તિથી જ પ્રાપ્ત થાય છે કારણ કે ઉપર લખેલા સુખો હોય, પરંતુ સ્વામીનું મરણ થયુ કે

* પ્રજા-સંતાન

તે સઘળા નકામા થઈ પડે છે વળી ઉત્તમ પ્રકારના અલંકારો તથા તરેહવાર જાતજાતના વસ્ત્ર પતિથી જ મળે છે સુગંધી પદાર્થો પણ સ્વામીથી જ પ્રાપ્ત થાય છે અને આ જગતમા તથા સ્વર્ગલોકમા સારી કીર્તિ સ્વામીથી જ મળે છે (૮૦)

मद्वय मद्वयं भ्रूयाद्भत्रयं वचतुष्टयम् ॥
अनापलिंगपुराणानि कौर्मस्कान्द च गारुडम्८१

સ્ત્રીઓએ પતિ ભક્તિ કરવી અને નીચેના લખેલા પુરાણોમાથી બની શકે તેટલા શ્રવણ કરવા –૧ મત્સ્ય પુરાણ, ૨ માર્કંડેય પુરાણ, ૩ ભવિષ્ય પુરાણ, ૪ તથા શ્રીમદ ભાગવત, ૫ બ્રહ્મ પુરાણ, ૬ બ્રહ્મવૈવર્ત પુરાણ, ૭ બ્રહ્માંડ પુરાણ, ૮ વારાહ પુરાણ, ૯ વાયુપુરાણ, ૧૦ વામન પુરાણ, ૧૧ વિષ્ણુ પુરાણ, ૧૨ અગ્નિ પુરાણ, ૧૩ નારદ પુરાણ, ૧૪ લિંગ પુરાણ, ૧૫ પદ્મ પુરાણ, ૧૬ કૂર્મ પુરાણ, ૧૭ સ્કંદ પુરાણ, ૧૮ તથા ગરુડ પુરાણ, આ પ્રમાણે

૧૮ પુરાણો છે તેમાથી મરજી આવે તે પુરાણો સાભળવા અને તે પ્રમાણે સાર લઈ વરતવુ (૮૧)

इत्येते विधिना प्रोक्ताः स्त्रीणां धर्माः सनातनाः
ता नौकाः*परमाः प्रोक्ता भयसंसारतारणे†८२

આ પ્રમાણે સ્ત્રીઓના સનાતન ધર્મ કહ્યા છે, માટે તે પ્રમાણે પાળવા જેમ સમુદ્ર તરવાને હોડી વહાણ વિગેરે સાધનો છે, તે જ પ્રમાણે સસારરૂપી સમુદ્ર તરવાને તથા મનુષ્ય દેહની સફળતા થવા માટે સ્ત્રીઓએ પતિભક્તિ તથા સદાચાર પાળવાને પ્રયત્ન કરવો

**સ્વામીસેવાના અભાવથી થતું ફળ**

व्रतोपवासनियमं पतिमुल्लंघ्य या चरेत् ॥
आयुष्यं हरते भर्तुर्मृता नरकमृच्छति ॥८३॥

જે સ્ત્રી પોતાના સ્વામીના વચનનો તિરસ્કાર કરી કોઈ પણ વ્રત અથવા ઉપવાસના

* વહાણ, હોડી † સસારરૂપી સમુદ્ર.

નિયમો પાળે છે, તેનાથી ધર્મ થતો નથી, પરતુ પોતાના સ્વામીનુ આયુષ્ય ઓછુ થાય છે, અને પોતે વ્રત કરવાથી સ્વર્ગ ન મળતા નરકાવસ્થામા પડે છે, માટે સ્વામીની આજ્ઞા પાળવી, એ જ વ્રત ઉપવાસ વિગેરે છે

अस्वर्ग्यमयशस्यं च फल्गु कृच्छ्रभयावहम् ॥
जुगुप्सितं * च सर्वत्र औपपत्यं कुलस्त्रियः॥८४

સ્વામીનુ વચન ન પાળવાથી સ્વર્ગ મળતું નથી, તેમ કીર્તિ પણ મળતી નથી અને જ્યા ત્યા અપમાન અથવા તિરસ્કાર થાય છે માટે કુલવાન્ સ્ત્રીઓએ ઉપરના વચનોપર ધ્યાન રાખી હ મેશા તે પ્રમાણે વર્તવાને તત્પર થવુ૮૪

उक्ता प्रत्युत्तरं दद्यात् नारी क्रोधेन तत्परा ॥
सरमा † जायते ग्रामे शृगाली निर्जने वने ॥८५

સ્વામીએ કાઈ પૂછ્યુ હોય અને જે સ્ત્રી ગુસ્સે થઇ તેનો જવાબ આપે છે, તો તે સ્ત્રી બીજા

* નિંદિત † કુતરી

જન્મમા કુતરી થાય છે અને અઘોર વન કે જેમા કોઈપણ મનુષ્ય ન હોય ત્યા શિયાળ થાય છે, માટે મધુર વચનોથી ઉત્તર આપવાનો પ્રયત્ન કરવો (૮૫)

या भर्तार परित्यज्य मिष्टमश्नाति केवलम् ॥
उलूकी जायते क्रूरा वृक्षकोटरशायिनी ॥८६॥

જે સ્ત્રી પોતાના સ્વામીને છોડી દઈ તેના ન જાણતા એકાતમા કાઈ મીઠો પદાર્થ ખાય તો તે સ્ત્રીનો બીજા જન્મમા (उलूकी) ઘુવડ પક્ષી નો અવતાર થાય છે અને ઝાડના બાકામા સુઈ, વિના પાણી અને અનાજથી મરણ પામે છે ૮૬

या भर्तारं परित्यज्य रहश्चरति केवलम् ॥
ग्रामे वा सूकरी भूयात् वल्गुली वाश्वविट्भुजा॥

જે સ્ત્રી પોતાના પતિનો ત્યાગ કરી બીજી જગ્યામા પર પુરુષની ઈચ્છાથી ભટકે છે તો બીજા જન્મમા તે સ્ત્રી ભુડણનો અવતાર લે છે અથવા તો વિષ્ટા ખાનારી ભુંડણી થાય છે.

या हुंकृत्याप्रियं ब्रूते सा मूका जायते खलु॥
या सपत्नीं सदेर्ष्येत दुर्भगा सान्यजन्मनि८८

જે સ્ત્રી પોતાના સ્વામીને ઉત્તર આપતી વખતે હુકારથી બોલે છે તો તે સ્ત્રી બીજા જન્મમા મુગી થાય છે, એટલે તેને બોલતા આવડતુ નથી, તેમજ પોતાની સોખને હમેશા પજવે છે, તો તે સ્ત્રી બીજા જન્મમા દુર્ભાગિની* થાય છે, એટલે તેને કોઈ પણ સસારનુ સુખ મળતુ નથી (૮૮)

दृष्टिं विलुप्य भर्तुर्या किंचिदन्यं समीक्षते ॥
काणा वा विमुखी चापि कुरूपा चैव जायते ८९

જે સ્ત્રી પોતાના સ્વામીની નજર ચૂકવી દઈ વિષયની ઇચ્છાથી અન્ય પુરુષ સામે જુવે છે તો તે સ્ત્રી બીજા જન્મમા કાંણી થાય છે તથા સ્વરૂપની શ્યામતા અને શરીર પણ ખરાબ (બેડોળ) થાય છે (૮૯)

---

* અભાગણી.

व्यभिचाराच्च भर्तुः स्त्री लोके प्राप्नोति निंद्यताम्।
शृगालयोनिं प्राप्नोति पापरोगैश्च पीड्यते॥९०

જે સ્ત્રી પોતાના પતિનો ત્યાગ કરી બીજા જોડે કુકર્મ કરવા ઇચ્છે છે, તે સ્ત્રી આ દુનિયામા નિંદાપાત્ર ગણાય છે તથા બીજા જન્મમા શિયાળનો અવતાર પામે છે અને અનેક પ્રકારના ( રકતપિત્ત, જલધર વિગેરેઅસાધ્ય ) પાપ રોગોથી દુ ખ પામીને મરણ પામે છે માટે સતીધર્મ તથા પતિવ્રતા વ્રત પાળી સદૈવ ચાલવું જેથી આ લોકમા સારી કીર્તિ મળે છે અને પરલોકમા પણ પોતાના સ્વામી સાથે પતિલોકને પામે છે (૯૦)

ઇતિશ્રી યુવતીસૌભાગ્યરત્ને સુવાસિની-
ધર્મ નામ પ્રથમ કિરણં સમાપ્તમ્

---

# દ્વિતીય કિરણ—સતી લક્ષણ.

## સતી પ્રાર્થના.

પરમેશ્વર ઉપકાર
પ્રિયસખી પરમેશ્વર ઉપકાર—ટેક
પૂર્વ કાળમા સકળ સતીજન,
ભજીને નિજ ભરથાર—
માનો પરમેશ્વર ઉપકાર
સત્ય સનાતન ધર્મ સાચવી,
પામ્યા ભવજળ પાર—
માનો પરમેશ્વર ઉપકાર ૨
પતિ પરતંત્રપણામા રહેવુ
ગણી નિજ પ્રાણાધાર—
માનો પરમેશ્વર ઉપકાર ૩
આજ કાલના અતિ ઉલટા છે,
કલિના ક્લિષ્ટ વિચાર—
માનો પરમેશ્વર ઉપકાર. ૪

ચારુ ચાતુરી ચતુર ન ચૂકે,
ચિત્ત તજી સુવિચાર—
માનો પરમેશ્વર ઉપકાર ૫
સઘળાં સ્વાતંત્ર્યવિષે સમજી,
પતિપર પ્રેમ અપાર--
માનો પરમેશ્વર ઉપકાર. ૬
સુખદોહન મનમોહન પ્રભુપર,
કરવો અતિશય પ્યાર—
માનો પરમેશ્વર ઉપકાર. ૭
ધર્મ કર્મના મર્મ વિનાના,
ડહાપણ સર્વ અસાર--
માનો પરમેશ્વર ઉપકાર. ૮
પ્રિય પતિ ભકિત વિષેજ વિશેષે,
જે દૃઢ મન નિરધાર--
માનો પરમેશ્વર ઉપકાર ૯
શ્રીગિરિધારી સુખકારી સ્મરી,
સફલ કરો સંસાર—
માનો પરમેશ્વર ઉપકાર. ૧૦

આ સાધારણ શકિતયુકત મુજ,
અનુમતિ અતિ અભિરામ—
માનો પરમેશ્વર ઉપકાર ૧૧
ધરિને શ્રીહરિ સમ પતિ શરણે,
સ્મરણે લાધારામ—
માનો પરમેશ્વર ઉપકાર ૧૨

**अभ्युत्थानमुपागते गृहपतौ*तद्भाषणे नम्रता ।**
**तत्पादार्पितदृष्टिरासनविधिस्तस्योपचर्यास्वयम्**
**सुप्त तत्र शयीत तत्प्रथमतो जह्याच्च शय्यामिति।**
**प्राच्यैः पुत्रिनिवेदितःकुलवधूसिद्धांतधर्मागमः१**

સતીધર્મ અને સતી (पतिव्रता) સ્ત્રીઓએ કેવી રીતે આ જગતમા વર્તવુ તથા સદાચાર પાળવાથી શું થાય છે, તેના નિયમો —

સ્ત્રીએ પોતાના પતિને બહારથી ઘરમા આવતા જોઈને તરત ઊઠી ઉભા થવું, પતિજોડે ભાષણ કરવામા નમ્રતા રાખવી, તેના ચરણમાં દૃષ્ટિ રાખી તેમને આસન આપવુ, તથા પતિ-

* સ્વામી

સેવામા પોતે હાજર રહેવુ આ પ્રમાણે પ્રાચીન ઋષિઓએ કુલવતી સ્ત્રીઓનો ધર્મ કહ્યો છે ૧

**कार्येषु मंत्री* करणेषु दासी भोज्येषु माता शयनेषु रंभा ॥ धर्मानुकूला क्षमया धरित्री षाड्गुण्यमेतद्धि पतिव्रतानाम्॥ २ ॥**

પતિવ્રતા સ્ત્રીઓએ પતિને કોઈ પણ કાર્યમા સલાહ આપનાર મ ત્રી પ્રમાણે વર્તવુ, એટલે જેવી રીતે રાજાઓનુ કામ પોતાના પ્રધાનો કરે છે તેજ પ્રમાણે ઘરરૂપી રાજ્યમા કેવી રીતે વર્તવુ એ સ બ ધી સારા વિચારો દર્શાવવા કામ કરવામા દાસી સરખી, ભોજન કરવામા પ્રેમ રાખનારી પોતાની માતા પ્રમાણે વર્તવુ, શયનમા ર ભા સમાન સુખ આપવુ, ધર્મ કાર્યમા સ્વામીના મનને મળતુ રહેવુ અને કાઇ પણ કારણુસર પતિ કોપાયમાન થયા હોય તે વખતે પૃથ્વી પ્રમાણે સર્વ વચન સહેવા. ઉપર બતા-

---

* પ્રધાન

વેલા છ ગુણો જેનામા હોય છે તેનુ નામ પતિવ્રતા (સતી) કહેવાય છે (૨)

**सुस्वभावा* सुवचना सुवृत्ता+ सुखदर्शना ॥**
**अनन्यचित्ता सुमुखी भर्तुः सा धर्मचारिणी॥३**

જે સ્ત્રી સર્વ સાથે સારા સ્વભાવવાળી મધુર બોલનારી સદાચાર પાળનારી પતિમાજ ચિત્ત રાખનારી, તથા આનદ મનવાળી હોય તેને પતિવ્રતા સ્ત્રી જાણવી (૩)

**परुषाण्यपि‡ चोक्ता या दृष्टा दुष्टेन चक्षुषा ॥**
**सुप्रसन्नमुखी भर्तुर्या नारी सा पतिव्रता ॥४॥**

પોતાના પતિએ કઠોર વચન કહ્યા હોય અથવા ક્રોધ વાળી દૃષ્ટિએ જોયુ હોય તો પણ જે સ્ત્રી સ્વામી સાથે પ્રસન્ન મુખવાળી રહે તેને પતિવ્રતા કહે છે (૪)

**शुश्रूषा परिचर्या च करोत्यविमनाः सदा ॥**
**सुप्रतीता विनीता च सा नारी धर्मभागिनी ५**

જે સ્ત્રી પ્રસન્ન મન રાખી નિરતર પતિ-

---

*સારા સ્વભાવવાલી +સદાચાર પાલનારી ‡કઠોર વચન.

સેવામા તત્પર રહે છે. તથા સ્વધર્મની મર્યાદામા રહી વિનયપણે વર્તે છે તેનુ નામ ધર્મપત્ની કહેવાય છે (૫)

**पतिर्हि देवो नारीणा पतिर्बन्धुः पतिर्गतिः ॥**
**पत्या समा गतिर्नास्ति दैवतं वा यथा पतिः॥६**

કારણ કે સ્ત્રીઓને પતિજ દેવતા છે અને પતિજ સ્નેહી તથા ગતિ છે માટે પતિવ્રતા સ્ત્રીઓને સ્વામીભક્તિ કરવી એજ ઉત્તમ છે (૬)

**श्वश्रुश्वशुरयोः पादौ जोषयन्ती गुणान्विता ॥**
**मातापितृपरा नित्य या नारी सा तपोधना*॥७**

જે સ્ત્રી પોતાના સાસુ તથા સસરાની સેવા કરે છે અને માતાપિતાની ભક્તિ કરે છે તેમજ પતિભક્તિ અને પોતાના સગાવાહાલા સાથે પ્રીતિપૂર્વક બોલે છે તેની ગતિ તપસ્વી પ્રમાણે થાય છે એટલે તેને તપોધના એવુ કહેવાય છે (૭)

* તપના ભડારવાલી

पतिं या नाभिचरति मनोवाग्देहसंयुता ॥
सा भर्तृ*लोकमाप्नोति सद्भिः†साध्वीति चोच्यते

જે સ્ત્રી પોતાના પતિનુ વચન મન, વાણી, અને શરીરથી પણ ઉલ ઘન કરતી નથી, એટલે પતિપર પોતાનુ મન ખોટાભાવથી રાખતી નથી, સ્વામીને કાંઇ તુચ્છ શબ્દ કહેતી નથી, પોતાની કાયાથી પણ પતિભક્તિ કરે તો તેને હમેશા સુખ રહે છે અને તેનુ નામ ( સાધ્વી ) પતિવ્રતા કહેવાય છે (૮)

सकामं वीक्षिताप्यन्यैः प्रियवाक्यैः प्रलोभिता॥
स्पृष्टा वा जनसमर्दे न विकारमुपैति या ॥९॥

પરપુરુષે ખરાબ મનથી જોઈ હોય અને પોતાને લાલચ આપી તથા સારા વચનો બોલી લોભ આપ્યો હોય તેમ ઘણા માણસોના મેળામા જઇ પરપુરુષોની આશા રાખતી નથી, અને ઉપરની બતાવેલી બાબતોમા લોભ કરતી નથી તેનુ નામ પતિવ્રતા છે (૯)

---

* સ્વર્ગ † સજ્જન

पुरुषं सेवते नान्यं मनोवाक्कायकर्मभिः ॥
लोभितापि परेणार्थैः सा सती लोकभूषणा १०

જે સ્ત્રી મન, વાણી અને દેહથી તથા વિકાર પામનારા વિચારોથી પરપુરુષનુ નામ પણ લેતી નથી, અને પરપુરુષે પૈસા આપી લોભિષ્ટ કરી હોય તો પણ જે સ્ત્રી એવા વિકારમા આ-વતી નથી તેને પતિવ્રતા કહે છે

दौत्येन प्रार्थिता वापि बलेन विधृतापि वा ॥
वस्त्राद्यैर्वासिता वापि नैवान्य भजते सती ११

ગમે તેવા કાલાવાલા કરી પ્રાર્થના કરી હોય અથવા જબરજસ્તીથી પકડી હોય તથા વસ્ત્ર આભૂષણ આપવાના કહી લોભ આપ્યો હોય, તોપણ જે સ્ત્રી બીજા પુરુષ જોડે કુકર્મ કરતી નથી, તેનુ નામ સતી કહેવાય છે

वीक्षिता वीक्षितेनान्यैर्हासिता न हसत्यपि ॥
भाषिता भाषते नैव सा साध्वी साधुलक्षणा १२

કોઇપણ વખતે દુરાચાર પાળનાર પુરુષ

જેની સામુ જુવે છે પણ પોતે તેની સામુ જોતી નથી તેમજ હસાવતો હોય તો પણ પોતે હસતી નથી વખતે કાઇ ખોટુ કારણ બતાવી બોલાવતો હોય તોપણ પોતે તેની જોડે બોલતી નથી એવી સારા લક્ષણુવાળી સ્ત્રી પતિવ્રતા કહેવાય છે

**रूपयौवनसंपन्ना गीते नृत्येऽतिकोविदा ॥**
**स्वानुरूप नरं दृष्ट्वा न याति विकृतिं सती १३**

જે સ્ત્રી યુવાવસ્થામા આવી હોય, તેમજ પોતાનુ રૂપ ઘણુ શોભાયમાન હોય, અને દેવતાના ગીતો તથા ધ્યાનમા કુશલ હોય, પરતુ તેના જેવો રૂપવાન યુવાવસ્થાવાળો અને ગાયન વિગેરેમા હુશિયાર હોય તેવા પુરુષને જોઇ જેનુ મન લલચાતુ નથી તેવી સ્ત્રીને સતી કહેવાય છે

**भुंक्ते भुक्ते पतौ या तु स्वासीने या ह्युपासते॥**
**विनिद्रिते विनिद्राति सा स्त्री ज्ञेया पतिव्रता १४**

પતિના ભોજન કર્યા પછી પોતે જમે અને પોતાના સ્વામી બેઠા પછી પોતે બેસે સ્વામી સુતા પછી પોતે સુવે તેનુ નામ પણ પતિવ્રતા કહેવાય છે

यच्च भर्ता न पिबति यच्च भर्ता न खादति ॥
यच्च भर्ता न चाश्नाति सर्वं तद्वर्जयेत्सती १५

જે વસ્તુ પોતાના પતિ પીતા નથી તે પોતે પણ પીવી નહી જે વસ્તુ સ્વામી ખાતા નથી તેજ વસ્તુ પોતે પણ ખાવી નહી અને પોતાના પતિ જે ભોજન કરતા નથી તેનુ પોતે પણ ભોજન કરતી નથી તેનુ નામ સતી કહેવાય છે અર્થાત્ નિંદિત પદાર્થોનો ત્યાગ કરવો

अन्यालापमसंतोषं परव्यापारसकथाः ॥
अतिहासातिरोषं च क्रोधं च परिवर्जयेत् ॥१६

સ્ત્રિયોએ જરૂરનુ કામ શિવાય બીજા જોડે વધારે બોલવુ નહી, તથા કોઈને ખોટુ લાગે એવુ વચન બોલવુ નહી. વળી પરપુરુષ અથવા

પરસ્ત્રીની વાર્તા કરવી નહી, વધારે હસવુ નહીં, અને વધારે રીસાળ સ્વભાવ તથા ક્રોધ કરવો નહીં

तैलाभ्यंगं तथा स्नानं शरीरोद्वर्तनक्रियाम् ॥
*मार्जनं चैव दंताना कुर्यात् पतिमुदे सदा१७

નિરતર પોતાનુ શરીર તથા માથાના કેશને તેલ નાખી સાફ રાખવા, અને શરીરે સુગધી દાર પદાર્થો ચોળી સ્નાન કરવુ, પોતાના દાત હમેશા સાફ રાખવા, કારણ કે દાત તથા શરીર સાફ રાખવાથી કોઈ પણ પ્રકારનો રોગ થતો નથી, અને સ્વામીને પણ માનીતી થાય છે

अतिप्रियतरैर्वाक्यैर्भर्तारं या सुषेवते ॥
पतिव्रताशिरोरत्नं सा नारी कथिता बुधैः॥१८

જે સ્ત્રી પોતાના પતિ સાથે હમેશા સારા વચનો બોલી તેના કહેવા પ્રમાણે વર્તે છે, તો સે સ્ત્રી આ દુનિઆમા પતિવ્રતા સ્ત્રિયોમા એક રત્નરૂપી શોભાયમાન કીર્તિ મેળવી પતિલોકને

* શુદ્ધ, સાફ

પામે છે

कन्या विवाहसमये वाचयेयुरिति द्विजाः ॥
भर्तुः सहचरी भूयाज्जीवतोजीवतोऽपि वा १९

જ્યારે કન્યાના લગ્ન થાય છે ત્યારે બ્રાહ્મણો તેને આશીર્વાદ આપે છે કે તુ તારા પતિની સહચરી થા અને જીવતા અથવા મરણ પામ્યા પછી પણ તેની આજ્ઞા પાળ માટે સ્ત્રીઓએ પોતાના જીવના સુધી સ્વામીનુ વચન પાળવુ હવે કન્યાના લગ્ન વખતે જે સપ્તપદી કરવામા આવે છે તેનુ લક્ષણ નીચે બતાવ્યુ છે

## सप्तपदी लक्षण.

સપ્તપદી એટલે શુ અને સપ્તપદી કયારે કરવી તે નીચે પ્રમાણે

જ્યારે વિવાહ થાય છે તે દિવસે કન્યાદાન સકલ્પ થયા પછી હોમ થાય છે અને મગળ-ફેરા ફરે છે. પછી જે સપ્તાચલનું પૂજન કરે

૭

છે તેને સપ્તપદી કહે છે તેનુ કારણ એજ છે કે પતિપણુ ત્યારે સિદ્ધ થાય છે તેને માટે કહ્યુ છે કે —

**नोदकेन न वा वाचा कन्यायाः पतिरिष्यते॥**
**पाणिग्रहणसंस्कारात् पतित्वं सप्तमे पदे ॥**

કેવલ જલ આપવાથી અથવા બોલવાથી કન્યાને પરણનાર પુરુષ (વર) પતિ કહેવાતો નથી, પરતુ જ્યારે ( पाणिग्रहण ) વિવાહને દિવસે સપ્તપદીનુ પૂજન થાય ત્યાર પછી તેને પતિ કહેવાય છે કારણ કે સપ્તાચલ પૂજન કરતી વખતે પરણનાર પુરુષ એવો સકલ્પ કરે છે,

**(कन्यापतित्वसिद्ध्यर्थं सप्ताचलपूजनमहंकरिष्ये परिगृहीत)**

વિવાહને દિવસ આ ઉપરથી આમ સિદ્ધ થાય છે કે સપ્તાચલનુ પૂજન કર્યા પછી પરણનારો પુરુષ પતિશબ્દને પામે છે.

**अथ एना उदीची सप्तपदानि प्रक्रामति॥**

(अथ) પ્રાજાપત્ય હોમ થયા પછી પરણનારી કન્યાને ઉત્તર દિશામા ઉભી રાખી દરેક ઢગલીને જમણા પગવની સ્પર્શ કરાવે છે તેમા પ્રથમ પગલે વર પોતાની સ્ત્રી પ્રત્યે બોલે છે

**एकमिषे विष्णुस्त्वानयतु ॥ १ ॥**

હે સખિ સર્વ પુરુષાર્થના સાધનભૂત મુખ્ય ભલોકરૂપ સ્થાન પરમાત્મા પ્રાપ્ત કરો, એટલે આ ભૂલોકમા સઘળા સૌભાગ્ય મેળવવા માટે અને મારા ઘરના અન્ન વસ્ત્ર ધનભાર વિગેરે સભાળવા માટે તુ મારા ઘરની અધિષ્ઠાતા થા

**द्वे ऊर्ज्जे विष्णुस्त्वानयतु ॥ २ ॥**

હે સખિ ભૂર્લોક અને ભુવર્લોકના સ્થાનમા બલવાન કરવા માટે પરમાત્મા સહાય થાઓ કારણ કે તારા બળથી મારા બળની વૃદ્ધિ થશે.

**त्रीणि रायस्पोषाय० ॥ ३ ॥**

હે સખિ ભૂર્લોક ભુવર્લોક અને સ્વર્લોકના સ્થાનમા ધનની વૃદ્ધિ થવા માટે મારા ઘરમા તુ અધ્યક્ષ થા

चत्वारिमायोभवाय० ॥ ४ ॥

હે સાખ ચોથુ જે મહર્લોકનુ સુખ અને ત્રણ લોક ભૂર્લોક વિગેરે તેમા સુખરૂપ રહેવા માટે તુ મારા ઘરની અધ્યક્ષ થા

पंच पशुभ्यो० ॥ ५ ॥

હે સખિ ભૂર્લોક ભુવર્લોક સ્વર્લોક મહર્લોક અને જનલોક આ પાચલોકના સ્થાનોમા પરમાત્મા તને પ્રાપ્ત કરો જેથી ઘરના પશુઓની સંભાળ તુ રાખી શકે

षट् ऋतुभ्यो० ॥ ६

હે સખિ ભૂર્લોક, ભુવર્લોક, સ્વ, મહ, જન, અને તપોલોકના સ્થાનમા છ ઋતુનુ સુખ તારી જોડે પ્રાપ્ત થાઓ.

सखे सप्तपदा भव० ॥ १ ॥

હે સખિ ઉપરના કહેલા શ્લોક અને સાતમુ સત્ય લોકમા પણ મારી સાથે પતિવ્રતા ધર્મ પાળી, સુખ ભોગવનારી થા આ પ્રમાણે સપ્તપદીની મિત્રતા એક એકમા બધાય છે ત્યારથી સ્ત્રી પોતાના પતિને આધીન રહે છે જે પ્રમાણે પરણેલો પુરુષ સ્ત્રીને સાત પ્રકારની મર્યાદા પાળવા કહે છે તેજ પ્રમાણે નીચેના ૭ શ્લોકો બોલી સ્ત્રી તેને પ્રતિજ્ઞા કરે છે હે સ્વામિનાથ તમારા ઘરમા રહી હુ આ પ્રમાણે વર્તીશ

त्वत्तो मेऽखिलसौभाग्य पुण्यैस्त्वं विविधैः कृतैः
देवैः संपादितो मह्यं वधूराद्ये पदेऽब्रवीत्॥२०

હે પ્રાણનાથ તમારાથીજ આ જગતમા મને સૌભાગ્ય મળ્યુ છે અનેક પ્રકારના પુણ્ય કરવાથી અને દેવતાઓના પ્રસાદથી તમારા

જેવા સ્વામીને હુ પરણી છુ, આ પ્રમાણે પ્રથમ પગલુ ભરતી વખતે કન્યા બોલે છે

**कुटुंबं पालयिष्यामि ह्यावृद्धबालकादिकम् ॥**
**यथालब्धेन सतुष्टा ब्रूते कन्या द्वितीयके ॥ २१**

હે સ્વામી તમારા કુલના વૃદ્ધ પુરુષોના વચન પાળી તેઓની આજ્ઞામા રહી તઓનુ તથા બાલકોનુ અને કુટુબનુ રક્ષણ કરીશ. (અને જે પ્રમાણે) તમને ધન મળે તેનાથી હુ રાજી રહીશ પરતુ તમને ખોટુ લાગે એવુ વચન હુ બોલીશ નહી આ પ્રમાણે બીજુ પગલુ ભરતી વખને બોલે છે

**मिष्टान्नव्यञ्जनादीनि काले संपादये तव ॥**
**आज्ञा सपादिनी नित्य तृतीये साब्रवीद्वरम् २२**

વખતે વખતની સારી ઉત્તમ રસોઇ કરી તમને તથા તમારા કુટુબને ભોજન કરાવીશ અને તમારી આજ્ઞા હમેશા પાળીશ, આ પ્રમાણે ત્રીજુ પગલુ ભરતી વખતે બોલે છે.

शुचिः शृंगारभूषाढ्य वाङमनःकायकर्मभिः ॥
क्रीडिष्यामि त्वया सार्धं तुरीयं सा वदेद्वरम् ॥

હુ હમેશા પવિત્રપણે રહીશ અને સૌભાગ્યના શણગાર ધારણ કરી મન, વાણી તથા સત્કર્મ કરી તમને પ્રસન્ન કરીશ તથા તમારૂ શુભ ચિંતન કરીશ આ પ્રમાણે ચોથા પગલામા બોલે છે

दुःखे धीरा सुखे हृष्टा सुखदुःखविभागिनी ॥
नाहं परनरं गच्छे पचमे साब्रवीत् पतिम् ॥२४॥

તમને કોઇપણ પ્રકારનુ દુઃખ આવી પડ્યુ હોય તે વખતે તમને ધીરજ આપીશ અને તમને સુખ વખતે પ્રસન્ન થઇશ એટલે તમારે દુઃખે હુ દુઃખી અને તમારે સુખે હુ સુખ પામીશ તેમજ કોઈપણ વખત પર પુરુષની ઈચ્છા હુ કરીશ નહી આ પ્રમાણે પાચમા પગલા વખતે બોલે છે

सुखेन सर्वकर्माणि करिष्यामि गृहे तव ॥
सेवा श्वशुरयोश्चापि बंधूना सत्कृतं तथा॥२५॥

यत्र त्वं वा अहं तत्र नाहं वंचे प्रियं क्वचित् ॥
नाहं प्रियेण वक्तव्या हि कन्या षष्ठे पदेऽब्रवीत् २६

તમારા ઘરનુ કામ સારી રીતે કરીશ તેમજ બગડતી ચીજોને સાફ રાખીશ, તમારા માતા પિતાની સેવા કરીશ, તથા તમારા ભાઇ ભાડુને પણ કોઇ દિવસ ખરાબ વચન કહીશ નહી તેમજ જ્યા તમે જશો ત્યા હુ આવીશ પરતુ તમારાથી જુદી રહીશ નહીં અને તમારૂ ગમે તેવુ રૂપ હોય અને કોઈ પુરુષ તમારા કરતા સારો દેખાવડો હોય તોપણ તેનાથી મોહ પામી તમારો ત્યાગ નહી કરૂ આ પ્રમાણે છઠ્ઠા પગલા વખતે બોલે છે

होमयज्ञादिकार्येषु भवामि च सहायकृत् ॥
धर्मार्थकामकार्येषु मनोवृत्तानुसारिणी ॥२७॥
सर्वेऽत्र साक्षिणस्त्वं मे पतिभूतोऽसि साम्प्रतम् ॥
देहो मयार्पितस्तुभ्यं सप्तमे साब्रवीद्वरम् ॥८२

યજ્ઞ વિગેરે કાર્યોમા તથા દેવતાની પૂજાના જોઈતા સામાનની તૈયારી રાખીશ ધર્મ અર્થ તથા કામ, આ ત્રણે પુરુષાર્થમા તમારી આજ્ઞા પાળીશ વળી હે સ્વામિન્ આ અગ્નિ સમક્ષ તથા બ્રાહ્મણ અને સગા વહુલા સમક્ષ હવે તમે મારા પતિ થયા છો અને આ મારો દેહ પણ તમને અર્પણ કર્યો છે માટે તમારી આજ્ઞાનો ભગ કદાપિ કરીશ નહીં આ પ્રમાણે સાતમે પગલે બોલે છે આ સપ્તપદીની મિત્રતા કાંઈ સાધારણ નથી આપણા ધર્મમા જે આ સપ્તપદી છે તે પ્રમાણે વર્તવાથી કોઈ પણ દિવસ સ્ત્રી પુરુષને પરસ્પર વૈર થતુ નથી માટે સપ્તપદીના શ્લોક તથા તેનો અર્થ વારવાર મનન કરતા રહેવુ તથા કન્યાને આ પ્રમાણે ભણાવવુ

## સપ્તપદી લક્ષણ સમાપ્ત

तस्माद् भर्तानुयातव्यो देहवच्छायया त्वया॥
एवं सत्या सदा स्थेयं भक्त्या पत्यनुकूलया२९

જેમ પોતાના શરીરની છાયા શરીરથી છુટી પડતી નથી તેમ પતિ સેવામા તત્પર થયેલી સ્ત્રીએ પોતાના સ્વામીની આજ્ઞારૂપી શરીરની છાયા છોડવી નહી માટે પતિને અનુકુલ પડે તે પ્રમાણે ભક્તિ કરી તેમને ખુશી રાખવાનો પ્રયત્ન કરવો

व्याल*ग्राही यथा व्याल†बिलादुद्धरते बलात्॥
एवमुत्क्रम्य दूतेभ्यः‡पतिं स्वर्गं नयेत् सती३०

જેવી રીતે (વ્યાલગ્રાહી) સર્પનો પકડનાર મદારી (ગારૂડી) પોતાના મત્રના બળથી દરમા રહેલા સાપને બહાર ખેચી કાઢી પોતાના સ્વાધીનમા રાખે છે તેમજ સ્ત્રી સદાચાર પાળતી હોય પણ પોતાનો પતિ સદાચાર પાળતો ન હોય તોપણ પોતાના સ્વામીને મરણ વખતે લઈ જતા યમદૂતો પાસેથી છોડાવી સ્વર્ગસ્થાન અપાવે છે અને

* મદારી (ગારૂડી) † (સર્પ) ‡ યમદૂત.

પોતે પણ પવિત્રપણે વરતવાથી ( દંપતી ) સ્વર્ગમા સુખ ભોગવે છે

**यमदूताः पलायन्ते सतीमालोक्य दूरतः ॥**
**अपि दुष्कृतकर्माणमुत्सृज्य पतितं पतिम् ॥३१**

સદાચાર પાળનારી સતી સ્ત્રીને જોઈ યમદૂતો પણ દુરાચાર પાળનાર સ્વામીને લઈ જવાને શક્તિવાન થતા નથી માટે સ્ત્રીઓએ સદાચાર પાળવો જેથી પતિત થયેલા સ્વામીનો પણ ઉદ્ધાર થાય છે આ વાક્યનુ પ્રત્યક્ષ દૃષ્ટાત આ ગ્રથમા લખેલા સાવિત્રી આખ્યાનથી સિદ્ધ થાય છે

**यावत्स्वलोमसख्यास्ति तावत्कोट्यायुतानि च**
**भर्त्रा स्वर्गसुख भुक्ते रममाणा पतिव्रता॥३२॥**

ઉપર કહેલા સતીધર્મો જે સ્ત્રી બરોબર પાળશે તે જેટલા પોતાના શરીરમા કેશ છે તેટલા વર્ષ સુધી પોતાના સ્વામી સાથે આલોક તથા પરલોકમા સુખ ભોગવશે માટે

સ્ત્રીઓએ પતિવ્રતા ધર્મ પાળવાને પ્રયત્ન કરવો અને બીજી દુરાચાર પાળનારી સ્ત્રીઓને પણ આવા સારા સારા બોધ દઈ ખરાબ કાર્યમાથી છોડાવવી જેથી પોતાની કીર્તિ આ જગતમા વખણાય છે

ઇતિ શ્રી યુવતી સૌભાગ્યરત્ને સ્તીલક્ષણ નામનુ (૨) કિરણ સમાપ્ત

# તૃતીયકિરણ—રજસ્વલાધર્મ.

રજોદર્શન થયા પછી સ્ત્રીઓએ ત્રણ દિવસ કેવી રીતે વર્તવુ અને તેમ વર્તવાથી શુ ફલ થાય છે, જ્યારે ઋતુ પ્રાપ્ત થાય છે, ત્યારથી ત્રણ દિવસ બ્રહ્મચર્ય વ્રત પાળવુ અને નીચે લખ્યા પ્રમાણેના નિયમો અવશ્ય પાળવા

त्रेताप्रभृति नारीणा मासि मास्यार्तवं मुने ॥
सदा दिनत्रयं त्यक्त्वा शुद्धा स्यात् गृहकर्मणि॥

* યુગ ૪ છે તેના નામ સતયુગ, ત્રેતા, દ્વાપર અને કલિ, તેમા ત્રેતાયુગ એ બીજો યુગ છે † ઋતુ

# શ્રીકૃષ્ણે નારદ મુનિને કહેલો રજસ્વલા ધર્મ.

હે નારદમુનિ ત્રેતા યુગથી આરભીને સ્ત્રીઓને એક એક મહિને ઋતુ પ્રાપ્ત થાય છે તે વખતે ત્રણ દિવસ ત્યાગ કરી ચોથા દિવસે શુદ્ધ સ્નાન કરી પોતાના ઘરનુ કામ કરવુ કારણ ત્રણ દિવસ બ્રહ્મચર્ય પાળી બરોબર રજોનિવૃત્તિ થઈ નથી, ત્યાસુધી યથાર્થ ધર્મ પાળવો કારણકે ત્રણ દિવસ સુધી રજસ્વલા સ્ત્રીનુ સ્વરૂપ નીચે લખ્યા પ્રમાણે સમજવુ

प्रथमेऽहनि*चांडाली†द्वितीये ब्रह्मघातिनी‡ ॥
तृतीये रजकी§प्रोक्ता चतुर्थेऽहनि शुध्यति॥२॥

રજસ્વલા સ્ત્રીઓનુ સ્વરૂપ પ્રથમ દિવસે ચાડાલીના જેવુ સમજવુ જેમ ચાંડાલને સ્પર્શ કરવામા બાધ છે, તેજ પ્રમાણે પહેલે

---

* દિવસ † ચડાલ જાત ‡ બ્રહ્મહત્યા કરનાર. § ધોબણ.

દિવસે અડકવું નહી બીજે દિવસે બ્રહ્મહત્યા કરનારીના જેવુ સમજવુ અને ત્રીજે દિવસે (રજકી) ધોબણુના જેવુ જાણુવુ અને ચોથે દિવસે શુદ્ધ થાય છે માટે ઉપરના બતાવેલા ત્રણુ દિવસમા રજોદર્શનવાલી સ્રીનો સ્પર્શ કરવો નહી કોઈ એમ શકા કરશે કે ત્રણુ દિવસમા આવુ સ્વરૂપ કયાથી માલમ પડે ? પરતુ પ્રત્યક્ષ દાખલો એજ છે કે જે પ્રમાણે ચાડાલી ધોબણુ વિગેરેનુ જેવુ તેજ હોય છે તેજ પ્રમાણે સ્વરૂપવાળી સ્રીનુ તેજ થાય છે રજોદર્શન બરોબર જે સ્રી પાળશે તેને ગર્ભ ધારણુ ઉત્તમ પ્રકારનો રહેશે કારણુકે જયા સુધી રક્તસ્રાવ બરાબર થતો નથી તથા સમયે સમયે રજોદર્શન થતુ નથી ત્યા સુધી તેને ગર્ભ રહેનો નથી માટે જરૂર રજોદર્શન પ્રાપ્ત થાય કે તરત નીચે પ્રમાણેના નિયમો પ્રમાણે વર્તવુ.

स्नानं शौचं तथा गानं रोदनं हसनं तथा ॥
यानमभ्यंजनं नारी द्यूतं चैवानुलेपनम् ॥३॥

રજસ્વલા સ્ત્રીએ ત્રણ દિવસ સ્નાન કરવુ નહી તથા વધારે પવિત્રપણે ન રહેવુ. પરંતુ મનમા દુરાચારની ઈચ્છા રાખવી નહી, તેમજ દેવતાઓના તથા બીજા ગીતો વિગેરે ગાવા નહી, (ત્રણ દિવસ રડવુ નહી, તેમ વધારે હસવુ પણ નહી) ગાડીમા તથા વાહનોપર બેસી બહારગામ જવુ નહી, અને ત્રણ દિવસ સુધી આખમા મેસ નાખવી નહી, તથા (द्यूत) કોઈ પણ પ્રકારની રમત કરવી નહી, અને શરીરે સુગંધીદાર પદાર્થોનુ મર્દન કરવુ નહીં

वर्जयेच्च नमस्कारं देवतानां रजस्वला ॥
रजस्वलायाः संस्पर्शं संभाषं च तया सह ॥४॥

રજસ્વલા સ્ત્રીએ દેવતાઓનુ પૂજન તથા તેને નમસ્કાર કરવો નહી, બીજી રજસ્વલાનો સ્પર્શ

* પ્રયાણ † મેસ ‡ રમત

પણ કરવો નહીં, અને તેની જોડે કામ શિવાય વિશેષ બોલવુ નહી

**दिवा*स्वप्न† विशेषेण तथा वै दंतधावनम् ॥**
**मैथुनं मानस वापि वाचिकं देवतार्चनम् ॥०॥**

રજસ્વલા સ્ત્રીઓએ દિવસના સુવુ નહીં અને ત્રણ દિવસ સુધી કાષ્ટથી દાતણ કરવુ નહી કારણ કે વનસ્પતિ દેવરૂપ છે ( તો, તેનો સ્પર્શ કરવાથી પ્રાયશ્ચિત્ત લાગે છે ) મૈથુનની ઈચ્છા પોતાના મનથી પણ કરવી નહી અને માનસિક વાચિક તથા કાયિક કર્મ કરવા નહીં.

**त्रिरात्रं स्वमुखं नैव दर्शयेच्च रजस्वला ॥**
**स्ववाक्य श्रावयेन्नैव यावत् स्नाता न शुध्यति**

જ્યાસુધી સ્નાન કરીને શુદ્ધ થઈ નથી ત્યાસુધી રજસ્વલા સ્ત્રીએ પોતાનુ મુખ બનતા સુધી કોઈને બતાવવુ નહી તેમ વચન પણ કોઈને સંભળાવવું નહીં આ પ્રમાણે નિયમો

* દિવસે † સુવુ.

પાળતી નથી તેને પ્રજા જલદી થતી નથી પરતુ હાલના સમયમા પૂર્વની સ્થિતિ કરતા ઘણોજ ફેરફાર થઈ ગયો છે તેનુ કારણ આટલુજ છે કે, જયા ત્યા અપ્રજાવાન નિર્વીર્ય પુરુષો થવાથી પોતાનો સસાર સમાપ્ત થઈ વશ વૃદ્ધિ પામતી નથી માટે રજોદર્શન અવશ્ય બરોબર ઉપર કહ્યા પ્રમાણે પાળવુ જોઈએ

स्नात्वान्यं पुरुषं नारी न पश्येच्च रजस्वला ॥
ईक्षेत भास्क*रं देव ब्रह्मकूर्च†ततः पिवेत् ॥७॥

ચોથે દિવસે સ્નાન કર્યા પછી પોતાનુ મુખ પરપુરુષને બતાવવુ નહી, પરતુ સ્નાન કરીને સૂર્યનારાયણના દર્શન તથા પોતાના પતિનુ દર્શન કરવુ અને ત્યાર પછી (ब्रह्मकूर्च) પચગવ્યનુ પ્રાશન કરવુ

केवलं पचगव्यं च क्षीरं ‡चात्मविशुद्धये ॥
यथोपदेश नियता वर्तयेत वरागना ॥ ८ ॥

* સૂરજ † પચગવ્ય ‡ દૂધ

દેહની શુદ્ધિ થવા માટે પંચગવ્ય પાન કરવુ (ગાયથી પેદા થયેલી પાંચ વસ્તુને પંચગવ્ય કહે છે) ગાયનુ છાણ તથા તેનુ મૂત્ર, દુધ, દહીં અને ઘી, એ વસ્તુઓ એકઠી કરી એક આચમન જેટલુ પીવુ કોઈને પંચગવ્ય પીવાને ઠીક ન લાગે તો, કેવળ ગાયનુ દુધ પીવુ કારણકે ગાયનુ દુધ ઉત્તમ છે અને એનાથી દેહ શુદ્ધિ તથા ગર્ભ ધારણ જલદી થાય છે ઉપર દર્શાવેલ રજોદર્શનના ધર્મો જે સ્ત્રીઓ પાળશે તેની કીર્તિ આ લોકમા વખણાશે અને તુરત ગર્ભ પ્રાપ્ત થઇ સારા પુત્ર ઉત્પન્ન કરશે એવી આશિષ છે

ઇતિ શ્રી યુવતી સૌભાગ્ય રત્ને રજસ્વલા ધર્મ તૃતીય કિરણ સમાપ્ત

---

# ચતુર્થકિરણ—પ્રોષિત સ્ત્રીધર્મ.

જે સ્ત્રીનો સ્વામી પરદેશ ગયો હોય તેણે કેવી રીતે વર્તવુ તે નીચે પ્રમાણે —

**प्रस्थानाभिमुखे पत्यौ नासन्मंगलभाषिणी ॥**
**न वार्योऽसौ निषेधोक्त्या न कार्यं रोदनं†तदा**

જ્યારે સ્વામી બહાર ગામ કોઈ પણ કાર્ય-માટે નિકળ્યા હોય ત્યારે સ્ત્રીએ (अमगल) અપશુકનના વચનો બોલવા નહી અને તેને જવાને માટે પણ ના પાડવી નહી તથા સ્વામીના પ્રયાણ વખતે રડવુ નહીં.

**अकृत्वोद्वर्तनं नित्यं पत्यौ देशांतरे गते ॥**
**वनृजीवनरक्षार्थं कर्म कुर्यादनिंदितम् ॥ २ ॥**

• સ્વામી પરદેશ ગયા હોય ત્યારે માત્ર ઉત્સ-વોના દિવસો શિવાય હમેશા સારા વસ્ત્ર તથા અલંકાર પહેરવા નહી, કારણ કે એમ કરવાથી

---

* પ્રયાણ વખતે † રડવુ.

(હમેશા સારા અલંકાર પહેરવાથી) મનમા ખરાબ વિચાર પેદા થાય છે અને સ્વામીના આયુષ્યની વૃદ્ધિ કરનારા દેવતાનુ પૂજન કરવુ

मंडन*वर्जयेन्नित्यं तथा प्रोषितभर्तृका ॥
धारयेन्मंगलार्थानि किंचिदाभरणानि च ॥
देवताराधनपरा तिष्ठद्भर्तृहिते रता ॥ ३ ॥

વધારે અલંકાર તથા સારા મૂલ્યવાન વસ્ત્ર ધારણ કરવા નહી પરંતુ માત્ર સૌભાગ્ય બતાવનાર આભરણ (સામાન્ય અલંકાર) પહેરવા અને સૌભાગ્ય દેવતાના પૂજનમા તત્પર રહી સ્વામીનુ હિત ઈચ્છવુ

नास्ति भर्तृसमो नाथो नास्ति भर्तृसमं सुखं॥
विसृज्य धनसर्वस्वं भर्ता वै शरणं स्त्रियः॥४॥

કારણ કે પતિસમાન કોઈ પાલનાર તથા સુખ આપનાર નથી માટે ધન વિગેરે બધુ

---

* અલંકાર શૃંગાર.

જતા સ્વામીજ આશ્રય છે એમ માની હમેશા તેની સેવામા તત્પર રહેવુ તથા પરદેશ ગયેલા સ્વામીનુ શુભ ચિંતન કરવુ

विधाय प्रोषिते वृत्तिं जीवेन्नियममास्थिता ॥
प्रोषिते त्वविधायैव जीवेच्छिल्पैरगर्हितैः॥५॥

વખતે ભરણુ પોષણનો બદોબસ્ત કરી પતિ પરદેશ ગયા હોય ત્યારે શરીર શૃગારાદિ છોડી* નિયમ પાળીને રહેવુ તથા પોષણની ગોઠવણ કર્યા શિવાય ગયા હોય તો નિદાન થાય એવી કારીગરીનો ધધો કરી પોતાનુ પેટ ભરવું પરતુ નિંદિત કર્મો ( ચોરી કુકર્મ ) કરી પોતાનુ જીવન ચલાવવુ નહીં તથા

श्वश्रुश्वशुरयोः†पार्श्वे निद्रा कार्या न चान्यतः
प्रत्यहं प्रतिवार्ता च तयान्वेष्या प्रयत्नतः॥६॥

યુવાવસ્થામા પ્રાપ્ત થયેલી સ્ત્રીએ સ્વામી પરદેશ ગયા હોય ત્યારે પોતાની સાસુ સાથે

---

* કારીગરી † પાસે

सुवु, कारण के गमे तेवी पतिव्रता होय तो पण जगतमा तेना पर कलंक उत्पन्न करे छे. अने पोताना स्वामीना सुख समाचार बनता प्रयत्नोथी काढवा

**दूताः प्रस्थापनीयाश्च पत्युः क्षेमोपलब्धये ॥**
**देवताना प्रसिद्धाना कर्तव्यमुपयाचनम् ॥७॥**

वखते एम तपास करता पण समाचार न मळे तो पोताना दूतो (चाकरो) अथवा हर-कोईने मोकली तपास करवी अने स्वामीनी सुखशांति माटे प्रसिद्ध देवताओ (स्वामीना आयुष्यनी वृद्धि करनारी देवताओ) नु पूजन करी तेनी प्रार्थना करवी अने स्वामीना शुभ-चिंतनमा सदा रहेवु.

**एवमादि विधातव्यं सत्या प्रोषितकांतया ॥**
**अप्रक्षालनमगाना मलिनाबरधारणम् ॥ ८ ॥**

---

* मोकलवा

જેના સ્વામી પરદેશ ગયા હોય તે સ્ત્રીએ પોતાના શરીરે તેલ વિગેરે સુગધી ચીજનુ મર્દન કરી સ્નાન કરવુ નહીં અને વસ્ત્ર વિગેરે મૂલ્યવાન ધારણ કરવા નહીં સાધારણ મલીન વસ્ત્રો પહેરવા વારવાર શરીર સાફ કર્યા કરવુ નહીં

तिलकाजनदीनत्व गंधमाल्यविवर्जितम् ।
नखरोम्णामसंस्कारो दशनानाममार्जनम्॥९॥

આખમા મેસ નાખવી નહીં સારા સુગધી ચદન તથા પુષ્પની માળા અથવા માથામા પુષ્પની વેણી પેહેરવી નહીં પોતાના નખ વાર વાર તોડવા નહીં, માથાના કેશ હરઘડીએ સાફ કરવા નહીં અને દાતને કોઇપણ જાતનો રગ લગાવી શોભાયમાન કરવા નહીં

क्रीडा शरीरसंस्कारं समाजोत्सवदर्शनम् ॥
हास्यं परगृहे यानं त्यजेत् प्रोषितभर्तृका॥१०॥

* દાત.

જે સ્ત્રીનો સ્વામી પરદેશ ગયો હોય તેવી સ્ત્રીએ રમત, (ક્રીડા) શરીર શૃંગાર, અને માણસના મેળાની ધામધુમમા જવુ નહી, વધારે હસવુ નહી પારકે ઘેર કારણ શિવાય જવુ નહી

उच्चैर्हासः परैर्नर्म परचेष्टाविचिंतनम् ।
स्वेच्छापर्यटनं† चैव वरपुसागमर्दनम् ॥११॥

મોટે સાદે બોલવુ તથા હસવુ નહી, પરપુરુષ સાથે ક્રીડા કરવા માટે તેનુ ચિંતન કરવુ નહી પોતાની મરજી પ્રમાણે ગમે તે દિશામા ભટકવુ નહી અને પરપુરુષ સારા વસ્ત્રાભૂષણ વિગેરેથી શોભીતો હોય તેની સાથે વિષયોપભોગ કરવાની ઈચ્છા કરવી નહી

अटन चैकवस्त्रेण निर्लज्जत्वं‡ यथागतिः ॥
इत्यादिदोषाः कथिता योषितो नित्यदुःखदा

ક્રીડા, રમત † ભટકવુ ‡ શરમવિના

એકલુ વસ્ત્ર પહેરી કાચળી રિવ ય નિર્લજ્જ પણે કોઇપણ જગ્યાએ જવુ નહી પણ પોતાના કુલની સદચાર વૃત્તિ પાળી રહેવુ ઉપરના નિયમ પ્રમાણે જેનો સ્વામી પરદેશ ગયો હોય તે સ્ત્રીએ વર્તવુ એ પ્રમાણે ચાલવાથી પોતાનુ કુલ અને સાની કીર્તિ આ લોકમા વખાણવા યોગ્ય થશે

ઇતિ શ્રી યુવતી મૈભગ્ય રત્ને પ્રોષિત સ્ત્રી ધર્મનામ ચતુર્થ કિરણ સમાપ્ત

---

# પંચમકિરણ-ગર્ભિણીસ્ત્રીધર્મ.

સ્ત્રી જાતિએ પોતાના શરીરની આરોગ્યતા જળવાય તે રીતે વર્તવુ તેથી વિરુદ્ધ વર્તવુ નહી કેમકે શરીર આરોગ્ય (સારૂ) હોય તોજ વ્યાવહારીક સર્વ પ્રકારનુ કુશલપણુ મેળવી શકાય છે, માટે પુરુષની પ્રમાણે સ્ત્રીએ પણ દિવસ

રાત્રિ તથા ઋતુ ઋતુમા કહ્યા પ્રમાણે વર્તવું પરંતુ વિશેષ એજ છે કે સ્ત્રીને ગર્ભાશય હોય છે માટે પુરુષ કરતા એ સબધમા વિશેષ નિયમો પાળવાની જરૂર હોય છે, કારણકે ગર્ભની રક્ષા બરાબર કરવાથી સારી પ્રજા ઉત્પન્ન થાય છે તે વિષે વિશેષ ન લખતા માત્ર જરૂર પાળવાના નિયમો લખવામા આવ્યા છે, અને એવા નિયમો પાળવાથી ગર્ભપાત તથા મૃતપ્રજા વિગેરે કાઈ થતુ નથી તેથી નીચેના નિયમોને સૂક્ષ્મ રીતે સમજી તે પ્રમાણે વરતવાને બનતા પ્રયત્ન કરવા

गर्भिणी चेत् भवेन्नारी तदा नियमतत्परा ॥
अलकृता सुप्रयाता भर्तुः प्रियहिते रता ॥ १ ॥

ગર્ભવતી સ્ત્રીએ હમેશા સદાચાર પાળવો, પોતાનુ શરીર સાફ રાખવુ, અને હમેશા સારા સ્વચ્છ વસ્ત્ર પેહેરી સ્વામી સાથે મધુર ભાષણ બોલવાની ટેવ રાખવી.

तिष्ठेत् प्रसन्नवदना* स्वधर्मनिरता शुचिः ॥
कृतरक्षा सुभूषा च देवपूजनतत्परा ॥ २ ॥

પોતાના સ્વધર્મમા પ્રીતિ રાખી આનદી મન રાખવુ પરતુ કોઈપણ પ્રકારનો મનમા ખોટો વિચાર કરવો નહી અને ગર્ભસ્થાનને રક્ષણ કરનારી જે રક્ષા આવે છે તે બાધવી તથા ગર્ભ હમેશા સુખમા રહે એવા દેવતાનુ પૂજન કરવુ

†कुस्त्रीभिर्नाभिभाषेत शूर्पवातं‡ च वर्जयेत् ॥
मृतवत्सादिसंसर्गं परपाक§ च सुंदरी‖ ॥ ३ ॥

ગર્ભવતી સ્ત્રીઓને અવશ્ય પાળવાના નિયમો તે પ્રમાણે પાળ્યાથી ગર્ભની સ્થિતિ કેવી સુધારે છે ગર્ભવતી સ્ત્રીએ દુરાચાર પાળનારી સ્ત્રીઓ સાથે ભાષણ કરવુ નહી, તેમજ ગમે તેવી ગર

---

* આનદમુખી † ખરાબ સ્ત્રી ‡ સુપડાનોવાયુ § પારકાની રસોઇ ‖ સ્ત્રી

મી પડતી હોય તોપણ સુપડાનો વાયુ શરીરપર નાખવો નહી તેમજ જે સ્ત્રીના છોકરા વારવાર મરણ પામતા હોય તેવી સ્ત્રીની જોડે ક્યાય પણ સાથે જવુ નહી તથા તેની સોબત કરવી નહી, અને પારકાના ઘરમા અન્ન ખાવાની વધારે ઈચ્છા રાખવી નહી

• न बीभत्स*किंचिदीक्षेत्न रौद्रां श्रृणुयात्कथाम्
गुरुवान्युष्णमाहारमजीर्णं ‡ न समाचरेत् ॥८॥

જે વસ્તુ જોવાથી ભય ઉત્પન્ન થતો હોય એવી વસ્તુ જોવાની ઈચ્છા રાખવી નહી અને જે વાર્તા કરવાથી ભય થતો હોય, તે વાર્તા કોઈની આગળ કરવી નહી તથા પોતે કોઈના મુખથી સાભળવી નહી વળી વધારે (ઉષ્ણ) ગરમ પદાર્થ ખાવા નહી કારણ કે ગરમ ચીજ. ખાવાથી અદરના ગર્ભને ઈજા થાય છે તેમજ

* ભય લાગે એવુ। કઠોર વાણી ‡ જે વસ્તુ ખાવાથી પાચન ન થાય તેને અજીર્ણ કહે છે.

જે ભોજન કરવાથી ( જીર્ણ ) પાચન થતુ નથી તેવી વસ્તુ ખાવી નહી

आति*रूक्ष तु नात्सीया।दत्यम्लमतिभोजनम् ॥
अत्युष्णमतिशीतं च गुर्वाहारं विवर्जयेत् ॥५॥

વધારે (रूक्ष) સુકો પદાર્થ ખાવો નહી, તથા વિશેષ ખાટી વસ્તુ ખાવી નહી, કારણ ગર્ભવતી સ્ત્રીઓને અન્નપર વિશેષ રુચિ થતીનથી પરંતુ ખાટુ તીખુ એવા એવા પદાર્થો ખાવાનુ મન વિશેષ થાય છે પણ વિશેષ ખાટુ ખાવાથી ગર્ભને આખા શરીરમા શુલ પેદા થાય છે વળી વધારે ગરમ તથા ઠડી ચીજો ખાવી નહી પરતુ સમાન વસ્તુ ખાવી જેથી ગર્ભને તથા પોતાના શરીરને સુખકારી થાય છે

उग्रौषध तथा क्षारं‡ मैथुनं भारवाहनम् ॥
कृते पुं§सवने चैव गर्भिणी परिवर्जयेत्॥ ६ ॥

* જે ખાવાની વસ્તુ અત્યત સુકી હોય તેને અતિરૂક્ષ કહે છે † ખાટુ ‡ ખારૂ § ગર્ભને બે માસ થાય ત્યારે પુસવન કહેવાય છે.

ગર્ભ ધારણ કર્યા પછી ( उग्र ) વધારે ગરમ ઔષધીઓ ખાવી નહી તેમજ કોઈ પ્રકારનો ક્ષાર ખાવો નહી કારણ કે ગરમ ઔષધ તથા ક્ષાર ખાવાથી અ દરનો ગર્ભ પાતળો થઈ જાય અને ઉત્પન્ન થતુ બાલક હમેશા રોગી રહે છે તથા મૈથુન કરવુ નહી, અને માથાપર કાઇ ભાર લઈ ઘણે દૂર જવુ નહી, આ નિયમો જ્યારથી ગર્ભને ત્રણ માસ થાય ત્યારથી જરૂર પાળવા જોઈએ.

**गर्भिणी कुंजरश्वादि[१] शैलहर्म्यादिरोहणम् ॥**
**व्यायामं शीघ्रगमन शकटारोहणं त्यजेत्॥ ७ ॥**

ગર્ભવતી સ્ત્રીએ ઘોડા વિગેરે વાહનપર બેસવુ નહી, વળી ઉચા ડુ ગરો અને પર્વતોપર અને ઉચા ઘરોપર ચઢવુ નહી તથા જે કામ કરવાથી વિશેષ મહેનત થાય એવુ કામ કરવું નહી, અને વધાર ઝડપથી ચાલવુ નહી તથા ગાડામા પણ બેસવુ નહી

---

[१] પર્વત

नाव स्करेषूपविशेत् मुसलोलूखलादिषु ॥
जलं च नावगाहेत शून्यागारं† विवर्जयेत् ॥८॥

ગર્ભવતી સ્ત્રીઓએ (अवस्कर) ઝાડુપર બેસવુ નહી, તથા મુસલ અને ઉખડીપર બેસવુ નહી, અને ઘણા ઉડા પાણીમા જઈને અદર નહાવુ નહી, તેમજ જે ઘરની અદર કોઈ પણ માણસ બીજુ રહેતુ ન હોય અથવા કાઈ ભય લાગતા હોય, તેવા ઘરમા વાસ કરવો નહી *

वल्मिके‡ नाधितिष्ठेत न चोद्विग्नमना भवेत् ॥
विलखेन्न नखैर्भूमिं नांगारेण च भस्मना॥९॥

જયા (वाल्मिक) સર્પને રહેવાની જગ્યા હોય ત્યા જઈ ઉભા રહેવુ નહી, તેમ પોતાનુ મન કાઇ પણ સતાપમા રાખવુ નહી, અને હાથના નખવતી અથવા ભસ્મ તથા અગારો (कोलसो)

---

* ઝાડુ † ગર્ન્યઘર ‡ સાપને રહેવાની જગા માટીની બનાવેલી હોય તેને વલ્મિક કહે છે

લઇ જમીનપર લીસોટા પાડવા નહી, અને પોતાના નખ વારવાર તોડવા નહી

न शयालुः सदा तिष्ठत् व्यायाम*च विवर्जयेत॥
न तुषागारभस्मास्थि कपालेषु समाविशेत्॥१०

આખો દિવસ સુઇ રહેવુ નહી, તેમજ વિશેષ મેહેનત કરવી નહી અને પોતાના કપાળમા અથવા શરીરમા કોઈપણ પ્રકારનો લેપ તથા કોઇપણ જાતની ભસ્મ લગાડવી નહી

वर्जयेत् कलहं† गेहे गात्रभंगं तथैव च ॥
न मुक्तकेशा तिष्ठेत नाशुचिः स्यात्कदाचन‡ ११

ઘરમા કોઇ જોડે કકાસ કરવો નહી તથા સુસ્ત થઈ પડી રહેવુ નહી માથાના કેશ છુટા મુકી બ્હાર ફરવુ નહી પરતુ સદા પવિત્રપણે રહેવાને પ્રયત્ન કરવો

न शयीतोत्तराशिरा न चैवाधःशिरा क्वचित् ॥

* મેહેનત † લડાઇ કકાસ ‡ કોઇપણ વખતે

**न वस्त्रहीना नोच्छिष्टा नचार्द्रचरणा*तथा॥१२**

પોતાનુ મસ્તક ઉત્તર દિશામા રાખી કોઇ પણ વાર સુવુ નહી તેમજ નીચુ જમીનપર મુકી સુવુ નહી વસ્ત્ર શિવાય ક્ષણ માત્ર ફરવુ નહી, અને કોઈનુ ખાતા વધેલુ અન્ન ખાવુ નહી, તથા પગ વારવાર પાણીથી ભીંજેલા રાખવા નહી

**नामंगल्यां वदेद्वाणी न च हास्याधिका भवेत्॥**
**संध्यायां नैव भोक्तव्यं गर्भिण्या वरवर्णिनी॥**
**स्थातव्यं न च गतव्यं वृक्षमूले च सर्वदा ॥१३॥**

( અમ ગલ ) ખરાબ ભાષણ કોઈપણ દિવસ બોલવુ નહિ, અને વારવાર વધારે હસવુ નહિ, સ ધ્યા સમયે ભોજન કરવુ નહી, કારણ કે તે અન્ન વધારે પાચન થતુ નથી તેમજ કોઇપણ ઝાડના મૂલ નીચે બેસવુ નહી, અને વધારે ભટકવુ નહીં

---

k ભીંજેલ પગ

न दुर्मुखी सदा तिष्ठेत्*खट्वाच्छाया विवर्जयेत्
सर्वौषधीभ्यः कोष्णेन† वारिणा स्नानमाचरेत्

પોતાના સ્વામીથી બનતા સુધી દૂર રહેવુ નહી અને ખાટલાની છાયા શરીરપર પડવા દેવી નહી, જો બની શકે તો ગર્ભવતી સ્ત્રીઓ એ હમેશા ઔષધીને પાણીમા નાખી ગરમ કરી તેવા જળથી સ્નાન કરવુ જેથી ગર્ભને ઔષધીથી (વનસ્પતિથી) પુષ્ટિ મળે છે

शोकं रक्तविमोक्ष च साहसं कुक्कुटासनम् ॥
व्यवायं च दिवास्वाप रात्रौ जागरण त्यजेत्॥

કોઈ પણ પ્રકારનો શોક ઉત્પન્ન થયો હોય તો તેને વારવાર મનમા લાવી તે સબધી વિશેષ વિચારો કરવા નહી, અને આસુ પાડી વિશેષ રુદન કરવુ નહી તેમજ (कुक्कुटासन) ઉંચા પગો કરી વધારે વખત બેસવુ નહી, વળી

* ખાટલો, પલગ † કાઇક ગરમ

દિવસના વધારે સુવુ નહી, અને રાત્રિમા જાગ-
રણ કરવુ નહી

वृक्षं मही* च नाक्रामेत् न प्राकार†
पयोनिधिम्‡ ॥ परिखा§ च
न चाक्रामेत् अबला गर्भधारिणी ॥१६॥

ગર્ભવતી સ્ત્રીએ ઝાડપર ચઢવુ નહી તથા વધારે પથ કરવો નહી ઉચી ભીતો તથા વિકટ જમીનને કુદકો મારી ઓલધવી નહીં સમુદ્રમા બેસી કોઈ જગ્યાએ જવુ નહીં, નદી નાળા ઓળગી બીજે ગામ જવુ નહી, અને યાત્રા વિગેરે પણ કરવી નહી.

गर्भरक्षा सदा कार्या नित्यं शौचनिषेवणात्॥
प्रशस्तमंत्रलिखनात् शस्तमाल्यानुलेपनात् ॥

શરીરે સુગ ધીદાર પદાર્થો ચોળી સ્નાન કરવુ અને પવિત્રપણે રહી ગર્ભની રક્ષા કરવી

---

* પૃથ્વી † નાનો કોડ, ભીત ‡ સમુદ્ર § જલનોખાડો.

તથા ગર્ભ રક્ષણ કરનારા દેવતાનુ પૂજન તથા મ ત્રનો જપ કરાવવો

इति वृत्ता भवेन्नारी विशेषेण तु गर्भिणी॥
यश्च तस्या भवेत् पुत्रः स्थिरायुर्वृद्धिसंयुतः॥

આ પ્રમાણે ઉપર કહેલા નિયમો જે સ્રી બરાબર રીતે પાળશે તો તેનાથી ઉત્પન્ન થતી પ્રજા ઘણા આયુષ્યવાળી અને શક્તિવાન થશે માટે ઉપરના નિયમોનો સાર લઈ તે પ્રમાણે વરતવાને પ્રયત્ન કરવો

अनेन विधिना साध्वी शोभन पुत्रमाप्नुयात्॥
अन्यथा गर्भपतनं* स्तंभन† वा प्रपद्यते॥१९॥

સદાચાર પાળનારી ગર્ભવતી સ્રી સારા પુત્રને ઉત્પન્ન કરે છે પરતુ ઉપરના કહેલા નિયમોથી ઉલટુ ચાલે છે તો તે સ્રીનો ગર્ભ જલદી નાશ પામે છે (ગર્ભપાત થાય છે)

---

* ગર્ભનુ પડવુ † રોકાવુ

અથવા ગર્ભ અંદરનો અંદર સુકાઇ જાય છે અને તેનુ રોકાણ થઈ ફરીથી ગર્ભ ધારણ થતો નથી, તેમ સ્ત્રીનુ આયુષ્ય કમી થઈ દુઃખી થાય છે માટે ઉપરના નિયમો જરૂર પાળો અને સતપુત્રો ઉત્પન્ન કરી પોતાના કુલની વૃદ્ધિ કરો એવી આશિષ છે

ઇતિ શ્રી યુવતી સૌભાગ્ય રત્ને ગર્ભિણી ધર્મ નામ પંચમ કિરણ સમાપ્ત ॥

# ષષ્ઠકિરણ–વિધવાધર્મ.

अमंगलेभ्यः सर्वेभ्यो विधवा ह्यत्यमंगला ॥
विधवादर्शनात् सिद्धिर्जातु कापि न जायते ॥

સર્વ અમંગલ પદાર્થોમા વિધવા સમાન અમંગલ પદાર્થ કોઈ પણ નથી કારણ કે વિધવાનુ દર્શન થયુ હોય તો જે કામ સિદ્ધ હોય તો તે પણ સિદ્ધ થતું નથી, માટે વિધવા

સમાન અમગલ પદાર્થ કોઈ પણ નથી પરતુ વિધવા દશા પ્રાપ્ત થવા છતા જો પોતાનો સદાચાર ત્યાગ ન કરે તો વિધવા પણ પવિત્ર ગણાય છે માટે વિધવા સ્ત્રીઓએ નીચેના નિયમો અવશ્ય પાળવા

पत्यौ मृते तु भार्याणा विधिद्वयमुदीरितम् ॥
• वैधव्यं* पालयेत् सम्यक् सहाग्निगमनं तु वा ॥

પતિ મરણ પામ્યા પછી સ્ત્રીઓને બે પ્રકારના નિયમ કહ્યા છે (૧) પ્રથમ તો આપણા ધર્મશાસ્ત્રમા કહેલો વિધવા ધર્મ પાળવો (૨) અથવા તો સ્વામી મરણ પામ્યા પછી તેજ વખતે એક ચિતામા સાથે બળી મરવુ, પરતુ હાલના વખતમા સાથે બળી મરવાની રીતી બધ થઇ છે, માટે વિધવાધર્મ બરાબર પાળવો એજ ઉત્તમ છે જેથી મરણ પામેલા સ્વામીનો વાસ સ્વર્ગમા ( અક્ષય્ય ) અખડ રહે છે

---

* વિધવા ધર્મ

पत्यौ मृते च या योषिद्वैधव्यं पालयेत्सदा ॥
सा पुनः* प्राप्य भर्तारं स्वर्गलोकं समश्नुते ॥

જે સ્ત્રી પોતાના સ્વામીના મરણ પામ્યા પછી પોતાના સદાચારમા રહીને (વધવ્ય) વિધવા ધર્મ પાળે તો તે સ્ત્રી મરણ પામ્યા પછી પોતાના સ્વર્ગવાસી સ્વામીની સાથ સ્વર્ગલોકમા ઉત્તમ પ્રકારનુ સુખ ભોગવે છે

विधवा पालयेत् शीलं† शीलभंगात् पतत्यधः‡
तद्गुणादपि स्वर्गात् पतिः पतति सर्वथा ॥
तस्याः पिता च माता च भ्रातृवर्गस्तथैव च॥

વિધવા સ્ત્રીએ પોતાનો સદાચાર હમેશા પાળવો અને તેમ કરતા જો સદાચાર ન પાળે તો (अधोगति) નરક દશામા પડે છે, તેમ તેના દુરાચારથી સ્વર્ગ મળતુ નથી અને પોતાના સ્વામીનો સ્વર્ગવાસ થયો હોય તેને પણ નરકમા

---

* ફરીથી † ધર્મ ‡ નરક

પાડે છે એટલુજ નહી પણ પોતાના માતા પિતા અને ભાઈઓ વિગેરે સદાચાર પાળી સ્વર્ગમા ગયા હોય તેમને પણ પોતાના દુરાચારથી નરકમા પાડે છે માટે સદાચાર પાળવો, જેથી સઘળાને સુખ મળે છે

**कामं तु क्षपयेद्देहं पुष्पमूलफलैः* शुभैः ॥**
**नतु नामापि गृह्णीयात् पत्यौ प्रेते† परस्य‡ तु**

વિધવા સ્ત્રીએ ફલફુલ અથવા કદમૂલ ખાઈ પોતાનો દેહત્યાગ કરવો, પરંતુ સ્વામીના મરણ પછી પર પુરુષનુ નામ પણ દુરાચારપણે ન લેવુ કારણ કે પ્રજા ન થાય તો પણ પોતાનુ શીયળ બરાબર પાળ્યાથી પૂર્વના મહાત્મા, ઋષિઓ (વગર પુત્રના) જેમ સ્વર્ગમા ગયા છે તેજ પ્રમાણે પોતાનો સ્વર્ગમા વાસ થશે .

**मृते भर्तरि साध्वी§ स्त्री ब्रह्मचर्ये व्यवस्थिता**
**स्वर्गं गच्छत्यपुत्रापि यथा ते ब्रह्मचारिणः॥६**

---

* કદમૂલ † મરણ ‡ બીજાનુ § પતિવ્રતા

કારણકે વિધવા સ્ત્રીએ સ્વામી મરણ પામ્યા પછી બ્રહ્મચર્યાવસ્થામા રહેવુ અને વખતે પુત્ર વિનાની હોય તો પણ જેવી રીતે સનકાદિ ઋષિઓ પુત્ર વિનાના છતા સ્વર્ગ લોકને પામ્યા તેજ પ્રમાણે પોતાના નિયમમા વરતનારી વિધવા સ્ત્રી પુત્ર વિના પણ ઉપર કહેલા ઋષિ પ્રમાણે સ્વર્ગસ્થાન ભોગવે છે •

## વિધવા સ્ત્રીઓને અવશ્ય પાળવાના નિયમો

**विधवाकबरी* बंधो भर्तृबंधाय जायते ॥**
**शिरसो वपनं कार्य तस्मात् विधवया सदा ॥**

વિધવા સ્ત્રીએ પોતાના મસ્તકના કેશનો અંબોડો વાળવો નહી કારણ કે ગાઠ બાધવાથી •સ્વર્ગવાસી પતિનુ બધન થાય છે માટે મસ્તકપર કેશ ન રાખવા, જેથી સ્વર્ગવાસી સ્વામી બધનમા રહે નહી કેશ ન રાખવાનુ મુખ્ય

* અંબોડો

કારણુ એજ છે કે કેશ રાખવાથી પોતાના મનમાં અનેક વિચારો થાય છે

**एकाहारः सदा * कार्यो न द्वितीयः कथंचन ॥**
**पर्यंक † शायिनी नारी विधवा पातयेत् पतिम्॥**

બની શકે તો દિવસમા એકજ વાર ભોજન કરવુ અને ભોજન પણ એવુ કરવુ કે જેનાથી પોતાના મનના વિચારો બીજી ખરાબ વસ્તુપર જાય નહી તેમજ વિધવા સ્ત્રીએ પલગપર સુવુ નહી કારણુ કે શય્યા ઉપર સુવાથી મરણુ પામેલા પતિની ( અધોગતિ ) નરકાવસ્થા પ્રાપ્ત થાય છે

**तस्मात् भूशयनं कार्यं पतिसौख्यसमीहया ॥**
**नैवाङ्गोद्वर्तनं कार्यं ताम्बूलस्य‡ च भक्षणम् ॥९॥**

માટે સ્વર્ગવાસી સ્વામીનુ ભલુ ઇચ્છનારી સ્ત્રીએ હમેશા જમીનપર પથારી કરી સુવુ કોઈ

* હમેશા † પલગ ‡ પાન

પણ પ્રકારનો દુ ખદાયક રોગ થયો હોય અને જમીનપર ન સુવાતુ હોય તોજ તેટલા દિવસ માત્ર પલગ ઉપર સુવુ પોતાના શરીરે કોઈ પણ જાતના અત્તર અથવા સુગધીવાળા પદાર્થ ચોળવા નહી અને પાન પણ ખાવુ નહી હાલના સમયમા ઘણો અનર્થ આ બ બતનો જોવામા આવે છે પરતુ આ પ્રમાણે વિધવા ધર્મ પાળવાથી તેને કેટલો ફાયદો થશે તે પોતાના મનથી સમજી શકશે

नाधिरोहेदनड्वाह* प्राणैः कण्ठगतैरपि ॥
कंचुकं† न परिदध्यात् वासो न विकृत‡वसेत्
श्वेतवस्त्रं सदा धार्यं अन्यथा रौरवं व्रजेत् ॥१०॥

વિધવા સ્ત્રીઓ ગમે તેટલુ દુ ખ આવ્યુ હોય તો પણ વાહનપર બેસવુ નહીં અને (સાઢ) બળદની ગાડીમા બેસવુ નહી તેમ રગવાળી કાચળી અથવા રગબેરગ વસ્ત્ર પહેરવુ નહી,

* બળદ, † કાચળી ‡ રગબેરગી, ભાતભાતનુ

પરતુ ધોળુ વસ્ત્ર પહેરવુ અને ધોળુ ન પહેરે તો માત્ર કાળુ વસ્ત્ર સાદુ પહેરવુ પરતુ ચિત્ર વિચિત્ર પહેરવુ નહી

वैशाखे कार्तिके मासि विशेषनियम चरेत् ॥
ताम्बूलाभ्यजनं* चैव कास्य†पात्रे च भोजनम् ॥
यतिश्च विधवा चैव वर्जयेच्चंदनादिकम् ॥११॥

વૈશાખ માસમા તથા કારતિક માસમા અને માઘ માગમા વિશેષ નિયમો અને વ્રત વિગેરે પાળવા પાન ખાવુ નહી, આખમા મેસ નાખવી નહી, તથા કાસાના વાસણમા ભોજન કરવુ નહી. તેમ યતિ અને વિધવા સ્ત્રીએ શરીરમા કાઈ સુગધી પદાર્થ લગાડવો નહી

तर्पण प्रत्यहं‡ कार्य भर्तुः कुश§ तिलोदकैः¶ ॥
तत्पितुस्तत्पितुश्चापि नामगोत्रादि पूर्वकम् ॥

* મેસ † કાસાનુ વા ‌ણ ‡ દરરોજ § દર્ભ ¶ તલ

વિધવા સ્ત્રીએ દર્ભ તથા તિલોદકથી હમેશા નામ ગોત્ર પૂર્વક પોતાના સ્વર્ગવાસી સ્વામીનુ તર્પણ કરવુ જેને પુત્ર હોય તેને કરવાની જરૂર નથી પોતાના સસરા અથવા તેમના પિતા પિતામહ મરણ પામ્યા હોય તો તેમનુ નામ ઉચ્ચાર કરી તેઓને પણ તિલની અજલી આપવી અને તુલસી પૂજા તથા માળાનો જપ કરવો અને પૂર્વ કહેલા અઢાર પુરાણોમાથી બની શકે તેટલા પુરાણનુ શ્રવણ કરવુ

उपवासव्रतादौ तु नित्य कार्यं यथोदितम् ॥
इत्येवं नियमैर्युक्ता कर्म कुर्यादानिंदितम्* ॥

જે દિવસે વ્રત અથવા ઉપવાસો આવ્યા હોય તો તે પ્રમાણે કરવા અથવા તો પોતાની શક્તિ પ્રમાણે કરવા લોકો નિંદા કરે એવુ કોઇ પણ કામ કરવુ નહી, આ પ્રમાણે ઉપરના

* સદાચાર

નિયમો પાળ્યાથી વિધવા સ્ત્રી પોતાના સ્વર્ગ વાસી સ્વામીને સુખ આપે છે, અને મરણ પામ્યા પછી પોતે પણ કીર્તિ મેળવી સ્વર્ગસ્થાન ભોગવે છે માટે વિધવા ધર્મ અને તેના નિયમે બરોબર પાળવાને પ્રયત્ન કરવો

ઇતિ શ્રી યુવતી સૌભાગ્ય રત્ને વિધવા ધર્મ નામ ષષ્ઠઃ કિરણઃ સમાપ્તઃ ॥

# સપ્તમકિરણ–તુલસીપૂજાવિધિ

નેત્રને જલનો સ્પર્શ કરી હાથમા જલ લઇ સ કલ્પ કરવો અદ્યેત્યાદિ મમ આત્મન પુરાણોક્ત ફલ પ્રાપ્ત્યર્થં તથાચ મમ ભર્ત્રા સહ અખ ડિત સુખ સૌભાગ્ય સ તત્યાયુરારોગ્યૈશ્વર્યા ભિવૃદ્ધિદ્વારા શ્રી તુલસી દેવતા પ્રીત્યર્થં વૃ દાવને તુલસી પૂજનમહ કરિષ્યે ॥

આ પ્રમાણે **સુવાસિની** સ્ત્રીઓએ સંકલ્પ કરવો અને જે વિધવા સ્ત્રી હોય તેણે નીચે

પ્રમાણે અદ્યેત્યાદિ મમ આત્મન પુરાણોક્ત ફલ પ્રાપ્ત્યર્થં સ્વર્ગઅક્ષય્ય ફલ પ્રાપ્ત્યર્થં તુલસી દેવતા પ્રીત્યર્થં વૃંદાવને તુલસી પૂજનમહં કરિષ્યે

ध्यायेच्च तुलसीं देवीं श्यामां कमललोचनाम् ॥
प्रसन्नां पद्मवदनां वराभयचतुर्भुजाम् ॥ १ ॥
किरीटहारकेयूरकुंडलादिविभूषणाम् ॥
धवलां कुशसंयुक्तां पद्मासननिषेविताम् ॥ २ ॥
प्रिया च सर्वदा विष्णोः सर्वदेवनमस्कृताम्॥३॥
श्रीतुलस्यै नमः ध्यायामि ॥

ઉપરના શ્લોકો ભણી ધ્યાન કરવુ પછી જલ વિગેરે ચઢાવી ચંદન પુષ્પ, ધૂપ, દીપ, નવેદ્ય વિગેરેથી પૂજા કરવી પછી તુલસીની પ્રાર્થના કરવી

सौभाग्यं संतति देवि धनं धान्य च मे सदा॥
आरोग्यं शोकशमन कुरु मे माधवप्रिये ॥४॥

अभीष्टफलसिद्धिं च सदा देहि हरिप्रिये॥
देवैस्त्वं निर्मिता पूर्वमर्चितासि मुनीश्वरैः ॥५॥
अतो मां सर्वदा भक्त्या कृपादृष्ट्या विलोकय ॥
पतेरायुश्च भाग्यं च सदा देहि हरिप्रिये ॥ ६॥
पूतनाभयसत्रासाद्रक्षितश्च यथा हरिः ॥
तथा ससारसंत्रासाद्रक्ष मे वंशमुत्तमम् ॥ ७॥
अनेन यथाशक्त्या पूजनेन श्रीतुलसीदेवता प्री-
यताम्

આ પ્રમાણે તુલસી પૂજન કરવાથી સ્ત્રીઓને અત્યત સુખ મળે છે.

## ઇતિ તુલસી પૂજા વિધિ સમાપ્ત

# અષ્ટમકિરણ.

## સતી સાવિત્રી અને સત્યવાનની કથા

આ નીચે લખેલી સાવિત્રીકથા પ્રમાણે જે સ્ત્રી ચાલશે અથવા એના સરખુ વ્રત કરશે તેના

પતિના આયુષ્યની વૃદ્ધિ થશે. આ વ્રત વટ સાવિત્રી નામે છે અને જ્યેષ્ઠ સુદ ૧૨ થી તે સુદ ૧૫ સુધી કરવુ પડે છે કોઇ સ્ત્રી ઉપવાસ કરવાને ત્રણ દિવસ સુધી અશકત હોય તો તેણે માત્ર શુદ પૂર્ણિમાને દિવસે વટનુ પૂજન કરી સાય કાલે ભોજન કરવુ તેનાથી પણ સ્વામીના આયુષ્યની વૃદ્ધિ થાય છે માટે સ્ત્રીઓને આ વ્રત જરૂર કરવા યોગ્ય છે પરતુ આપણા ગુજરાતી વગમા આ વ્રતનો પ્રચાર નથી આપણામા જે દિવસે સારૂ ખાવાનુ હોય તેને માત્ર વ્રત માને છે માટે જેમ બને તેમ સૌભાગ્યવતી સ્ત્રીઓએ વટ સાવિત્રીનુ વ્રત જરૂર કરવુ આ કથામા માત્ર સાવિત્રી અને યમરાજાનો પરસ્પર થયેલો સવાદ માત્ર સસ્કૃતમા આપ્યો છે

પૂર્વે ભદ્રદેશમા અશ્વપતિ નામનો રાજા હતો, વળી તે રાજા ધર્માત્મા, સત્યવાદી, જિતેન્દ્રિય, તથા અનેક પ્રકારના યજ્ઞો કરી પ્રજાનું પાલન

સારી રીતે કરતો હતો વખતે શત્રુ શરણે આવે તો તેને પણ સહાય કરનાર હતો આ પ્રમાણે અનેક ગુણ હતા પરંતુ પૂર્વના કર્મના યોગે તેને પેટે કાંઈ પ્રજા ન હતી તેથી તે રાજાએ પછી સાવિત્રી દેવતાનું વ્રત આરંભ્યુ કેટલોક વખત ગયા પછી તેની મુખ્ય રાણીને ગર્ભ રહ્યો જ્યારે ગર્ભને દશ માસ પૂરા થયા કે એક કન્યા ઉત્પન્ન થઈ. આ કન્યા સાવિત્રી વ્રત કરવાથી ઉત્પન્ન થઈ માટે એનુ નામ બ્રાહ્મણોએ સાવિત્રી પાડયુ કન્યા દિવસે દિવસે વૃદ્ધિ પામવા લાગી, લક્ષ્મી પ્રમાણે તેજસ્વી અને ગુણવાળી, વિદ્યાવાળી, સંપૂર્ણ સદાચાર પાળનારી તેજસ્વી થઈ જ્યારે યુવાવસ્થાને પ્રાપ્ત થઈ ત્યારે દેવકન્યા પ્રમાણે તેજસ્વી જોઈ સઘળા લોકો તેને દેવકન્યા રૂપ માનવા લાગ્યા એને વરવાને કોઈ પણ પુરુષ યોગ્ય ન હતો એમ જાણી રાજા પોતાના મનમા સંતાપ કરતો હતો કારણ કે કન્યારૂપી ધન

હમેશા પારકુ છે, અને તેણીને સારૂ સાસરૂ, સારો વર ન મળી શકે તો પોતાના પિતાને મહુત સ કટ પ્રાપ્ત થાય છે કેટલોક વખત જતા રાજાએ પોતાની પુત્રી સાવિત્રીને કહ્યુ હે પુત્રિ ! તારા લગ્નનો સમય થઇ ગયો, અને કોઈ પણ રાજાને ત્યાથી તારે માટે માગુ આવ્યુ નથી માટે તારા જેવો ગુણવાન ચતુર અને વિદ્વાન વર તારા હાથે શોધી લાવ અને તેની જોડે તારા લગ્ન કર આવુ પિતાનુ વચન સાભળી સાવિત્રી પોતાના પિતાના ચતુર પ્રધાનો સાથે રથમા બેસી રાજાર્ષિઓના તપોવન તરફ ગઈ ત્યાથી પવિત્ર તીર્થો અને કેટલાક ઋષિઓના આશ્રમો જોઈ પોતાના મનની સિદ્ધિ કરી પાછી ઘેર આવી આ વખતે સભાસ્થાનમા બ્રહ્માના પુત્ર શ્રી દેવર્ષિ નારદજી કથા પ્રસ ગ કરતા હતા ત્યા રાજા પણ બેઠો હતો, તેવામા સાવિ-ત્રીને આવતી જોઇ શ્રી નારદમુનિએ રાજાને

પુછયુ હે રાજા ! આ તારી પુત્રી સાવિત્રી કયા ગઇ હતી અને કયાથી આવી ? યુવાવસ્થા પ્રાપ્ત થયા છતા હજી સુધી એને કેમ પરણાવી નથી ? આવુ નારદમુનિનુ વચન સાભળી અશ્વપતિ રાજા બોલ્યો, હે મહારાજ ! મારી પુત્રી સાવિત્રી એટલાજ કામ સારૂ ગઈ હતી અને હાલ ત્યાથી આવી છે માટે જે સ્વામીને એવરી આવી છે તેનુ વૃત્તાત સાભળવુ જોઇએ આવુ રાજાનુ વચન સાભળી નારદમુનિએ કન્યાને પુછયુ હે સાવિત્રિ ! તુ જેને વરી આવી હોય તેનુ નામ કહે આવુ નારદજીનુ વચન સાભળી સાવિત્રી બોલી

હે મુનિરાજ ! શાલ્વદેશનો રાજા દ્યુમત્સેન નામે છે, તે દૈવયોગથી અધ છે તેના અધ પણાથી અને પુત્રની બાલ્યાવસ્થાને લીધે શત્રુઓએ તેમનુ રાજય લઈ લીધુ માટે તે રાજા હાલમા તપોવનમા જઇ તપશ્ચર્યા કરે

છે, તેના પુત્રનુ નામ સત્યવાન્ છે તે પણ હાલ તપોવનમા છે અને મારા મનથી હુ તેને વરી ચુકી છુ આવુ સાભળી શ્રી નારદમુનિ બોલ્યા અરે સાવિત્રિ તે ઘણુ ખોટુ કામ કર્યું છે કે જેથી તુ સત્યવાનને વરી આવુ નારદજીનુ વચન સાભળી અશ્વપતિ રાજાએ નારદજીને પુછ્યુ હે મુનિરાજ ! સાવિત્રીએ શુ ખોટુ કર્યું ? ત્યારે નારદજીએ જવાબ આપ્યો હે રાજા ! અશ્વપતિ સત્યવાનમા સમગ્ર ગુણ છે પણ એક દોષ એવો ખરાબ છે કે તે તમામ ગુણને ઢાકી નાખે છે અને પરિશ્રમ કરવાથી પણ એ દોષ મટવાનો નથી તે દોષ એ છે કે આજથી એક વર્ષ પછી સત્યવાન રાજા (તારો જમાઈ) મરણ પામશે આવુ મુનિનુ વચન સાભળી રાજા પોતાની પુત્રીને કહેવા લાગ્યો હે પુત્રિ ! સત્યવાનમા ઘણો મોટો દોષ છે, અને એ દોષ કોઇથી મટવાનો નથી માટે તુ બીજો

વર શોધી લાવ આવુ પિતાનુ વચન સાભળી સતી સાવિત્રી બોલી

**सकृदंशो निपताति सकृत्कन्या प्रदीयते ॥**
**सकृदाह ददामीति त्रीण्येतानि सकृत्सकृत् ॥१**

હે પિતા ! બિ દુ એકવાર પડે છે કન્યાદાન એકવાર દેવાય છે અને મુખથી હુ આપુ છુ એવુ વચન એકજ વખત કહેવાય છે આ ત્રણ વસ્તુ એકજવાર થાય છે માટે દીર્ઘાયુષ્યવાળો અથવા અલ્પાયુષ્યવાળો હોય, સદ્ગુણી અથવા દુરાચારી હોય, પરતુ મારા મનથી હુ સત્યવાનને વરી ચુકી છુ માટે હુ બીજાને વરીશ નહી આવુ સાવિત્રીનુ વચન સાભળી નારદમુનિએ રાજાને કહ્યુ હે રાજા ! તારી પુત્રી સ્થિર બુદ્ધિ વાળી છે, અને એનો નિશ્ચય વરવાનો નિયમ સત્યવાન જોડે છે માટે તેની જોડેજ પરણાવ કારણ કે અ તે તારી પુત્રીનુ ભલુ થશે આટલુ કહી શ્રી નારદમુનિ પોતાને સ્થાને ગયા. રાજા

પણ પુત્રીના લગ્નની તૈયારી કરી કેટલાક વિદ્વાન્ બ્રાહ્મણોને લઈ સાવિત્રી સાથે દ્યુમત્સેનના આશ્રમ તરફ ચાલ્યો થોડા દિવસમા તપોવન પહોચ્યો અને રાજા અશ્વપતિ દ્યુમત્સેન રાજાને કહેવા લાગ્યો હે રાજા! મારી પુત્રી સાવિત્રીને તમારા પુત્ર સત્યવાન જોડે પરણાવવા લાવ્યો છુ માટે સ્વીકાર કરો આવુ રાજાનુ વચન સાભળી દ્યુમત્સેન રાજા બોલ્યો હે રાજા અશ્વપતિ! તમારૂ વચન સત્ય છે, પરતુ અમે હાલ રાજ્યથી ભ્રષ્ટ થયા છીએ, અને આ તપોવનમા રહી તપશ્ચર્યા કરીએ છીએ, માટે તમારી પુત્રી સાવિત્રી આવા આશ્રમના દુખ કેવી રીતે સહન કરશે? પરતુ રાજા અશ્વપતિનો ઘણો આગ્રહ જોઈ દ્યુમત્સેને પોતાના પુત્ર સત્યવાન જોડે સાવિત્રીને પરણાવવાની હા કહી પછી સઘળા આશ્રમવાસી બ્રાહ્મણોને બોલાવી શાસ્ત્રમા કહેલા વિધાન

પૂર્વક સત્યવાનનુ લગ્ન થયુ અને રાજાએ પોતાની પુત્રીને તથા સત્યવાનને ભેટ અલંકાર વસ્ત્ર વિગેરે આપી રાજા અશ્વપતિ પોતાને નગર ગયો

સત્યવાન પણ આવી ધર્મપત્ની પરણી ઘણો પ્રસન્ન થયો થોડા દિવસ ગયા પછી સાવિત્રી સઘળા અલંકાર તથા ( મૂલ્યવાન ) વસ્ત્ર ત્યાગ કરી માત્ર સૌભાગ્યના અલંકાર પેહેરી વલ્કલ વસ્ત્ર પેહેરી પતિભક્તિ તથા સાસુ સસરાની સેવા કરવા લાગી કેટલોક વખત ગયો ત્યારે સાવિત્રીને સ્મરણ થયુ કે મારા સ્વામી સત્યવાનના મરણનો સમય આવ્યો છે અને નારદમુનિએ કહેલા મૃત્યુના દિવસ ગણવા લાગી તો માત્ર દિવસ ચાર બાકી રહયા, આમ ધારી ત્રણ દિવસ સુધી રાત્રિને દિવસ ( अहो रात्र ) ઉભી રહી ઉગ્ર વ્રત આરંભ્યુ આ વાત જ્યારે દ્યુમત્સેન રાજાને માલમ પડી ત્યારે

તેણે સાવિત્રીને આ વ્રતમાથી મુક્ત થવા માટે પારણા ( ભોજન ) કરવાનુ કહ્યુ ત્યારે સાવિત્રી પોતાના સસરાને કહેવા લાગી, હે પિતા ! તમારે મારા સબધી કાઈપણ સતાપ કરવો નહી આ વ્રતનો નિયમ હુ થોડા વખતમા પુરો કરીશ આમ કહી સાવિત્રીએ પોતાનો નિયમ પૂર્વની પેઠે લઈ વ્રતનો આરભ કર્યો. આ પ્રમાણે ત્રણ દિવસ સાવિત્રીના પુરા થયા પછી ચોથે દિવસે ( સત્યવાનના મરણ દિવસે ) સવારમા ઉઠી સેવા કરી બ્રાહ્મણોને તથા સાસુ સસરાને વદન કરી સમગ્ર બ્રાહ્મણો પાસેથી ( अवैधव्य ) અખડ સૌભાગ્ય આશીર્વાદ ગ્રહણ કરતી હતી પછી દ્યુમત્સેન રાજાએ કહ્યુ હે પુત્રિ ! તે આ વ્રત કરવામા ઘણુ કષ્ટ ભોગવ્યુ છે, અને નિરાહારપણે રહી છે માટે સકલ્પ છોડી ભોજન કર આવુ સસરાનુ વચન સાભળી સાવિત્રી બોલી હે પિતા ! આજે સૂર્ય અસ્ત

થયા પછી આજે ભોજન કરીશ, પછી સત્ય વાન પોતાની ખાધ ઉપર ( પરસુ ) કુહાડો સુકી કાષ્ટ તથા ફલફુલ સમીધ વિગેરે લેવા વનમા ચાલ્યો તેની સાથે સાવિત્રીએ જવાનો વિચાર કર્યો ત્યારે સત્યવાન બોલ્યો હે સ્ત્રી ! તુ મારી જોડે વનમા આવવા ઈચ્છતી હોય તો સાગ માતપિતાની રજા લઇ આવ, કારણ કે તેઓની રજા શિવાય તને લઈ જવાને હું સમર્થ નથી આવુ સત્યવાનનુ વચન સાભળી સાવિત્રી તરત ત્યાથી ગઇ અને સ ૧રાન પ્રાર્થ-ના પૂર્વક પુછવા લાગી હે પિતા ! શોભાયમાન વન જોવાની મારી ઈચ્છા થઈ છે માટે મને રજા આપો સાવિત્રીનો ઘણો આગ્રહ જોઈ ધુમત્સેન રાજાએ સાવિત્રીને સત્યવાન જોડે વનમા જવાને રજા આપી ત્યાર બાદ સાવિત્રી પોતાના સ્વામી સત્યવાન જોડે વનમા ગઈ

તે દપતી ( સાવિત્રી અને સત્યવાન ) વનમા અનેક પ્રકારના વૃક્ષો, પુષ્પો, નદીઓ

અને ડુંગરોના ઝરણો જોઈ આનંદ પામતા હતા, પછી સત્યવાન પ્રથમ ફલફુલ લઈ આવ્યો અને સમીધ ( લાકડા ) કાપવા ગયો થોડા વખતમા સત્યવાનને મસ્તકમા વેદના થવા લાગી અને સાવિત્રીને કહેવા લાગ્યો હે સ્રી ! મારા માથામા ઘણી વેદના થાય છે જેથી ગને બેસવાની પણ શક્તિ નથી, માટે તારા ખોળામા સુવા ઇચ્છુ છુ સાવિત્રી પણ પતિભકિતમા તત્પર હતી તેથી તુરત સ્વામીનુ મસ્તક પોતાના ખોળામા લઈ બેઠી, અને મનમા વિચાર કરતી હતી થોડો વખત ગયા પછી લાલ વસ્ત્ર પહેરી સૂર્યના જેવો તેજસ્વી લાલ નેત્ર કાઢી હાથમા પાશ લઈ ભયકર સ્વરૂપવાળો પુરુષ નજરે જોવામા આવ્યો તેને જોઈ સાવિત્રી બોલી તમે કોઈ દેવ છો એમ મને ભાસે છે કારણ કે મનુષ્યનુ રૂપ તમારા જેવુ કોઈનુ પણ હોતુ નથી માટે તમે કોણ છો ! અને તમારે શુ કામ છે ?

આવુ સાવિત્રીનુ વચન સાંભળી યમરાજા બોલ્યા હુ યમરાજા છુ અને તારા પતિ સત્યવાનનુ આયુષ્ય થોડુ બાકી રહ્યુ છે તેને હુ લેવા આવ્યો છુ આટલુ કહી યમરાજા પોતાના પાશમા અ ગુષ્ઠ પ્રમાણનો પુરુષ [ जीवात्मा ] બાધી દક્ષિણ દિશા તરફ ચાલ્યા સાવિત્રી પણ પોતાના સ્વામીનુ મરેલુ શરીર ફૂલફુલની ગાસડીપર મુકી યમરાજાની પાછળ પાછળ ચાલવા લાગી સાવિત્રીને પાછળ આવતી જોઈ યમરાજા બોલ્યા હે સાવિત્રિ ! તુ અહીંથી પાછી ફર અને તારા મરણ પામેલ સ્વામીની [ और्ध्वदेहिक ] ક્રિયા કર, જેથી તારા સ્વામીના [ ऋण ] દેણુઆથી મુક્ત થાય આવુ યમરાજાનુ વચન સાભળી સાવિત્રી નીચે પ્રમાણે પુછવા લાગી

## सावित्र्युवाच

यत्र मे नीयते भर्ता स्वयं वा यत्र गच्छति ॥

**मयापि तत्र गंतव्यमेष धर्मः सनातनः ॥ २ ॥**
**प्राहुः साप्तपद मैत्र बुधास्तत्त्वार्थदर्शिन ॥**
**मित्रता च पुरस्कृत्य किंचिद्वक्ष्यामि तच्छृणु॥**

**સાવિત્રી**—જ્યા મારા સ્વામીને લઈ જાઓ છો અથવા પોતે જ્યા જાઓ છો ત્યા મારે પણ આવવુ જોઈએ વળી તત્ત્વ જાણનારા વિદ્વાનો સપ્તપદી ( લગ્નને દિવસે સપ્તાચલ પૂજન કરાવે છે તે ) ને મિત્રતા કહે છે એટલે જે દિવસથી લગ્ન થાય છે તે દિવસથી આરભી સ્ત્રી પોતાના સ્વામીના સ્વાધીનપણામા રહે છે માટે મિત્રપણાના ભાવથી જે હુ આપને કહુ છુ તે સાભળો ( સપ્તપદીનુ લક્ષણ આગળ સતીલક્ષણ નામના બીજા કિરણમા પૃષ્ટ ૬૫ થી ૭૩ સુધીમા આપી ગયા છીએ માટે આ જગ્યાએ લખ્યુ નથી )

**नानात्मवन्तो हि वने चरन्ति**
**धर्मं च वासं च परिश्रमं च ॥**

विज्ञानतो धर्ममुदाहरन्ति
तस्मात्सतो धर्ममाहुः प्रधानम् ॥ ४ ॥

સાવિત્રી—હે મહારાજ ! જેઓને આત્મા નથી તેઓ વનમા ધર્મવાસ અને કોઈ વ્રતનો પરિશ્રમ કરતા નથી અર્થાત્ મારો આત્મા તમે લઈ જાઓ છો તેથી મારાથી ધર્મવાસ અથવા કોઇ પણ વ્રત થશે નહી જ્ઞાનથી ધર્મ પ્રાપ્ત થાય છે, અને ધર્મ બધા કાર્યમા પ્રધાન છે, આવુ મહાત્મા પુરુષોનુ વચન છે માટે મારા આત્મા ( સત્યવાન ) શિવાય કાંઈ પણ ધર્માદિ કાર્ય થશે નહી આવુ સાવિત્રીનુ વચન સાભળી યમરાજા બોલે છે

यम उवाच—
निवृत्त तुष्टोऽस्मि तवानया गिरा
स्वराक्षरव्यञ्जनहेतुयुक्तया ॥
वर वृणीष्वेह विनास्य जीवितं
ददामि ते सर्वमनिंदिते वरम् ॥ ५ ॥

**યમરાજા**—હે સદાચાર પાળનારી સાવિત્રિ! સ્પષ્ટ સ્વર, અક્ષર વ્યંજન તથા સત્ય શબ્દ-વાળી તારી વાણી સાંભળી હું ઘણોજ પ્રસન્ન થયો છું માટે તારા સ્વામી સત્યવાનના જીવિત શિવાય જે વરદાન જોઈએ તે માગ અને અહીં થી પાછી ફર આવું યમરાજાનું વચન સાંભળી સતી સાવિત્રી યમરાજા પાસેથી (૧) પહેલું વરદાન માગે છે

सावित्र्युवाच–

च्युतः स्वराज्यात् वनवासमाश्रितो
विनष्टचक्षुः श्वशुरो ममाश्रमे ॥
स लब्धचक्षुर्बलवान् भवेन्नृप-
स्तव प्रसादाज्ज्वलनार्कसन्निभः ॥ ६ ॥

**સાવિત્રી**—હે મહારાજ! મારા સસરા આંખે આંધળા છે, અને પોતાનું રાજ્ય શત્રુના સ્વાધીનમાં જવાથી વનમાં એક ઝુંપડું બાંધી રહ્યા છે માટે તમારી કૃપાથી દેખતા થાઓ

અને તેમનો પ્રતાપ વધી પોતાના શત્રુઓ શરણે આવે એવુ હુ વરદાન માગુ છુ

यम उवाच–

ददामि ते सर्वमनिंदिते वरं
यथा त्वयोक्तं भविता च तत्तथा ॥
तवाध्वनि ग्लानिमिवोपलक्षये
निवर्त गच्छस्व न ते श्रमो भवेत् ॥ ७ ॥

આવુ સાવિત્રીનુ વચન સાભળી યમરાજા (૧) પહેલુ વરદાન આપે છે

હે સાવિત્રિ ! મારી પાસે જે વસ્તુનુ વરદાન માગ્યુ છે તે મે તને આપ્યુ છે તેમજ તારો સસરો સૂર્યના જેવો તેજસ્વી અને આખે દેખતો થશે, પણ મને એમ લાગે છે કે તને આ વિકટ માર્ગમા દુ ખ થશે માટે અહીંથી પાછી ફરી તારા સ્વામી સત્યવાનની ઉત્તરક્રિયા કર આ પ્રમાણે યમરાજા પાસેથી સતી સાવિત્રીએ (૧)

વરદાન મેળવ્યુ અને પાછી નીચે પ્રમાણે બોલી યમરાજા પાસે બીજુ વરદાન માગે છે

सावित्र्युवाच–

कुतः श्रमो भर्तृसमीपतो हि मे
यतो हि भर्ता मम सा गतिर्ध्रुवा ॥
यतः पतिं नेष्यसि तत्र मे गतिः
सुरेश भूयश्च वचो निबोध मे ॥ ८ ॥

સાવિત્રી—હે મહારાજ ! મારા સ્વામી જયા સન્મુખ છે ત્યા આવવાને મને કાઈ પણ શ્રમ નથી, કારણકે જયા મારા પતિ છે ત્યાજ મારી ગતિ છે અને જયા મારા સ્વામીને લઈ જાઓ છો ત્યા મારે આવવુ એજ ધર્મ છે વળી હે મહારાજ! આપને બીજુ એક વચન કહુ છુ તે સાભળો

सतां सकृत्सगतमीप्सितं परं
ततः परं मित्रमिति प्रचक्षते ॥

न घाफल सत्पुरुषेण संगतं
ततः सता सन्निवसेत्समागमे ॥ ९ ॥

તમારા જેવા સજ્જન મહાત્માનો સમાગમ એક વખત થયો હોય તો મનના મનોરથ પૂર્ણ થાય છે ત્યારપછી મિત્રતા બધાય છે કારણ કે સજ્જનનો સમાગમ નિષ્ફલ થતો નથી માટે સજ્જનનો સમાગમ દેહાત ( મરણ ) સુધી છોડવો નહીં આવુ સાવિત્રીનુ મર્મ વાકય સાભળી યમરાજા તેને (૨) બીજુ વરદાન આ-પવા કબુલ કરે છે

यम उवाच–

मनोऽनुकूलं बुधबुद्धिवर्धन
त्वयेदमुक्त वचन हिताश्रयम् ॥
विना पुनः सत्यवतोऽस्य जीवितं
वरं द्वितीय वरयस्व भामिनि ॥ १० ॥

**યમરાજા**—હે સતિ સાવિત્રિ ! તું જે જે વચનો બોલે છે તે સાભળી મારા મનમા ઘણોજ

આનંદ થાય છે, કારણકે તારા વચન સાધારણ સ્ત્રીઓના જેવા નથી પરંતુ વિદ્વાનની બુદ્ધિને પણ વૃદ્ધિ કરનારા છે વળી બીજા વરદાનની ઇચ્છા હોય તો તારા સ્વામી સત્યવાનના જીવિત શિવાય જે માગવુ હોય તે માગ, હુ તને આપવા ખુશી છુ આવુ યમરાજાનુ વચન સાભળી સતી સાવિત્રી (૨) બીજુ વરદાન માગે છે

सावित्र्युवाच–

हृतं पुरा मे श्वशुरस्य धीमतः
स्वमेव राज्य लभता स पार्थिवः ॥
न च स्वधर्म मजहातु मे गुरु
र्द्वितीयमेतद्वरयामि ते वरम् ॥ ११ ॥

**સાવિત્રી**—હે મહારાજ! મારા સસરાનુ રાજ્ય શત્રુઓએ લડાઈ કરી લઇ લીધુ છે, માટે હાલ રાજ્ય વિનાના થઈ જંગલમા આશ્રમ કરી બેઠા છે, તો તેમનુ રાજ્ય પાછુ મળે, અને પોતાના સ્વધર્મનો ત્યાગ ન કરે એવુ વરદાન

આપો. સાવિત્રીનુ વચન આ પ્રમાણે સાભળી યમરાજા (૨) બીજુ વરદાન આપે છે

यम उवाच-

स्वमेव राज्य प्रतिपत्स्यतेऽचिरात्
न च स्वधर्मात् परिहास्यते नृपः ॥
कृतेन कामेन मया नृपात्मजे
निवर्त्त गच्छस्व न ते श्रमो भवेत् ॥ १२ ॥

**યમરાજા**—હે અશ્વપતિ રાજાની પુત્રિ સાવિત્રિ ! થોડા વખતમા તારો સસરો સુખરૂપ રાજ્યગાદી મેળવશે તેમ પોતાનો સ્વધર્મ પણ છોડશે નહી વળી હે સાવિત્રિ ! મને એમ માલમ પડે છે કે ઘણે દૂર માગી જોડે આવી છે, તેથી શ્રમ થયો હશે માટે અહીથી પાછી ફર અને મરણ પામેલા તારા સ્વામી સત્યવાનની બાળવા વિગેરે ક્રિયા કર આવુ **યમરાજાનુ** વચન સાભળી સાવિત્રી બોલે છે

सावित्र्युवाच-

प्रजास्त्वयैता नियमेन संयता

नियम्य चैता नयसे निकामया।

अतो यमत्वं तव देव विश्रुतं

निबोध चेमा गिरमीरिता मया ॥ १३ ॥

સાવિત્રી—હે મહારાજ! નિયમપૂર્વક પ્રજાનુ રક્ષણ કરો છો અને જ્યારે આયુષ્યની અવધિ ( મરણ ) થાય છે ત્યારે યમલોકમા તેને લઈ જાઓ છો માટે તમારૂ નામ યમરાજા કહેવાય છે પરંતુ એક વચન આપને કહુ છુ તે સાભળો.

अद्रोहः सर्वभूतेषु कर्मणा मनसा गिरा ॥

अनुग्रहश्च दानं च सतां धर्मः सनातनः॥ १४॥

કાયિક, વાચિક અને માનસિક, વૃત્તિથી પણ કોઈનાપર દ્રોહ ( ઘાતકીપણુ ) ન કરવુ પરંતુ આ જગત આત્મરૂપ છે એમ માની

પ્રાણીમાત્રપર દયા રાખવી એનુ નામ સનાતન ધર્મ કહેવાય છે માટે આપને ક્ષમા કરવી એજ મુખ્ય ધર્મ છે આવુ સાવિત્રીનુ ગુપ્તાર્થ વાકય સાભળી યમરાજા તેને કહે છે

यम उवाच–

पिपासितस्येव यथा भवेत्पय-
स्तथा त्वया वाक्यमिदं समीरितम् ॥
विना पुनः सत्यवतोऽस्य जीवितं
वरं वृणीष्वेह शुभे यदीच्छसि ॥ १५ ॥

**યમરાજા**—હે સતિ સાવિત્રિ ! જેમ કોઇ પ્રાણીને પાણી પીવાની તરસ લાગી હોય અને તેને પાણી મળવાથી જેમ સતોષ થાય છે, તેજ પ્રમાણે તારા વચન સાભળી હુ ઘણો પ્રસન્ન થયો છુ માટે તારા પતિ સત્યવાનના' જીવિત શિવાય જે જોઇએ તે માગ, હુ તને આપવા સમર્થ છુ આવુ યમરાજાનુ વચન સાંભળી સાવિત્રી ( ૩ ) ત્રીજુ વરદાન માગે છે

सावित्र्युवाच-

ममानपत्यः पृथिवीपतिः पिता
भवेत्पितुः पुत्रशत तथौरसम् ॥
कुलस्य संतानकरं च यद्भवेत्
तृतीयमेतद्वरयामि ते वरम् ॥ १६ ॥

સાવિત્રી—હે યમરાજ ! મારા પિતાને મારા શિવાય કાઈ પણ સંતાન નથી માટે તેને ૧૦૦ પુત્ર થાય અને તેના કુલની વૃદ્ધિ થાય, કારણ કે જેના વંશમાં પુત્ર નથી તેનો વંશ વધતો નથી માટે આપ પ્રસન્ન થયા હો તો આ ત્રીજું વરદાન માગું છું આવું સાવિત્રીનું વચન સાંભળી યમરાજા ( ૩ ) ત્રીજું વરદાન આપે છે

यम उवाच-

कुलस्य संतानकरं सुवर्चसं
शतं सुताना पितुरस्तु ते शुभे ॥

क्रमेण कामेन नराधिपात्मजे
निवर्त्त दूर हि पथस्त्वमागता ॥ १७ ॥

**યમરાજા**--હે પતિધર્મ પરાયણા સતિ સાવિત્રિ! તારા પિતાને મારા વચનથી (૧૦૦) પુત્ર થશે તેથી તારા પિતાના કુલની વૃદ્ધિ થશે પણ હે સાવિત્રિ! તારા મનોરથ સઘળા મે સંપૂર્ણ કર્યા છે માટે તને વારવાર એટલુજ કહુ છુ કે તુ ઘણે દૂર આવી છે માટે અહીંથી પાછી ફર, અને તારા સ્વામી ( સત્યવાન )ની ઉત્તર ક્રિયા કર આ પ્રમાણે સતી સાવિત્રીએ યમરાજા પાસેથી ત્રણ વરદાન મેળવ્યા છતા પોતાનો ખરો મનોરથ ( સત્યવાનને સજીવન કરવાનો ) પૂર્ણ થયો નથી માટે નીચે પ્રમાણે કહે છે

सावित्र्युवाच-
न दूरमेतन्मम भर्तृसन्निधौ
मनो हि मे दूरतरं प्रधावति ॥

अथ प्रजेशाद्य गिरं समुद्यता

प्रयोन्यमाना शृणु भूय एव च ॥ १८ ॥

**સાવિત્રી**—હે મહારાજ ! જ્યા સાગ પતિ સમીપ છે ત્યા મને કાઈ પણ દૂર લાગતુ નથી પરતુ મારૂ મન માત્ર દૂર દોડે છે માટે હે મહારાજ ! તમને રસ્તામા ચાલતા બીજી વાર્તા કહુ છુ તે સાભળો

विवस्वतस्त्व तनयः प्रतापवान्

ततो हि वैवस्वत उच्यसे बुधैः ॥

समेन धर्मेण च रंजिताः प्रजा-

स्ततस्तवेहेश्वर धर्म राजता ॥ १९ ॥

आत्मन्यपि न विश्वामस्तावद्भवति सत्सु यः ॥

तस्मात्सत्सु विशेषेण सर्वः प्रणयमृच्छति ॥ २०

**સાવિત્રી**—હે મહારાજ ! તમે સૂર્યથી ઉત્પન્ન થયા છો માટે જગત્મા તમારૂ નામ વૈવસ્વત કહેવાય છે અને આ દુનિઆમા

પ્રજાનુ મન રજન કરો છો માટે યમરાજા (ધર્મરાજા) નામ પાડયુ છે વળી હે મહારાજ! આપ સરખા સજ્જન મહાત્મા ઉપર જેટલો વિશ્વાસ રખાય છે તેટલો વિશ્વાસ આ (અશાશ્વત) આત્માપર રખાતો નથી માટે આપનાપર વિશ્વાસ રાખી જે કામ કરવા માગુ તે પૂર્ણ કરવાને આપ સમર્થ છો આવુ સાવિત્રીનુ વચન સાભળી યમરાજા સાવિત્રીને કહે છે

यम उवाच–

उदाहृतं ते वचनं यदंगने
शुभे न तादृक् त्वदृते मया श्रुतम् ॥
अनेन तुष्टोऽस्मि विनास्य जीवितं ॥
वरं चतुर्थं वरयस्व गच्छ च ॥ २१ ॥

યમરાજા—હે રાજપુત્રિ સાવિત્રિ! તુ જેવા વચન સ ભળાવે છે તેવા વચન આજ સુધી મે કોઈના પણ સાભળ્યા નથી કારણ કે તુ

સત્ય અને સુભાષિત બોલનારી સતી સ્ત્રી છે અને હે સાવિત્રિ! જો તારે (૪) ચોથુ વરદાન માગવાની ઈચ્છા હોય તો તારા સ્વામી સત્યવાનના જીવિત શિવાય જે માગવું હોય તે માગ, હું આપવાને શક્તિમાન છુ આ પ્રમાણે યમરાજાનુ વચન સાંભળી સતી સાવિત્રી નીચે પ્રમાણે (૪) ચોથું વરદાન માગે છે.

सावित्र्युवाच–

ममात्मज सत्यवतस्तथौरसं
भवेदुभाभ्यामिह यत्कुलोद्वहम् ॥
शतं सुताना बलवीर्यशालिना-
मिमं चतुर्थं वरयामि ते वरम् ॥ २२ ॥

સાવિત્રી––હે મહારાજ! મને હજુસુધી કોઈ પણ પ્રજા થઈ નથી, માટે સત્યવાનથી અમારા કુલની વૃદ્ધિ કરનારા (૧૦૦) પુત્ર થાય એટલુ ચોથુ વરદાન માત્ર માગું છુ એ શિવાય હવે બીજુ કાંઈ પણ જોઇતુ નથી.

આવુ સાવિત્રીનુ વચન સાભળી યમરાજા (૪) ચોથુ વરદાન આપવા કબુલ કરે છે

यम उवाच-

शतं सुताना बलवीर्यशालिना
भविष्यति प्रीतिकरं तवाबले ॥
परिश्रमस्ते न भवेन्नृपात्मजे
निवर्त दूर हि पथस्त्वमागता ॥ २३ ॥

**યમરાજા**--હે સાવિત્રિ! તારા કુલની વૃદ્ધિ કરનાર તેજસ્વી બલવાળા અને મહાજ્ઞાની એવા ( ૧૦૦ ) સો પુત્ર તને થશે, પરતુ હે રાજપુત્રિ ! તુ ઘણે દૂર મારી જોડે આવી છે, માટે તને શ્રમ થયો હશે, તેથી અહિથી પાછી ફર આવુ યમરાજાનુ વચન સાભળતા તરત સાવિત્રી પ્રશ્ન પુછે છે

सावित्र्युवाच-

सता सदा शाश्वतधर्मवृत्तिः

सतो न सीदन्ति न च व्यथन्ति ॥
सद्भिः सता नास्त्यफलश्च संगः
सन्तो भयं नानुवर्तन्ति सद्भ्यः ॥ २४ ॥
आर्यजुष्टमिदं वृत्तं इति विज्ञाय शाश्वतम् ॥
संतः परार्थकुर्वाणा नावेक्षन्ते प्रतिक्रियाम्

**સાવિત્રી**—હે મહાત્મા ! સર્વદા સજ્જન પુરુષોની ધર્મવૃદ્ધિ દૃઢ રહે છે, તેમ તેઓ ખરાબ રસ્તે વર્તતા નથી, અને તેઓને કોઇનો ભય પ્રાપ્ત થતો નથી, વળી સજ્જન પુરુષોનો સમાગમ નિષ્ફળ થતો નથી, તેમ સજ્જનને સજ્જનનો ભય નથી, કારણ કે આ કાર્ય શાશ્વત છતા સજ્જનોને માનવા યોગ્ય છે, તથા તે પ્રમાણે વર્તવાથી કોઈ પણ વખતે ગેર લાભ થતો નથી આવુ સાવિત્રી મર્મ વચન સાભળી યમરાજા કહે છે

**यम उवाच—**

यथा यथा भाषसि धर्मसंमित
मनोऽनुकूलं सुपदं महार्थवत् ।
तथा तथा मे त्वयि भक्तिरुत्तमा
वरं वृणीष्वप्रतिमं पतिव्रते ॥ २६ ॥

**યમરાજા**--હે સતિ સાવિત્રિ ! ધર્મને અનુસરતા સત્ય અને સારા વચનો જે જે તારા મુખથી નીકળે છે તે તે વચન સાભળી તારાપર મારી પ્રીતિ વિશેષ થતી જાય છે, માટે આ વખતે તારે જે વરદાન માગવુ હોય તે માગ હુ તને તે વસ્તુ આપવા સમર્થ છુ આ પ્રમાણે યમરાજાનુ વચન સાભળી સાવિત્રી પૂર્વના વરદાનનો ગુપ્તાર્થ બોલે છે

सावित्र्युवाच—

न कामये भर्तृविना कृतं सुखं
न कामये भर्तृविना कृतं दिवम् ।
न कामये भर्तृविनागता श्रियं
न भर्तृहीना व्यवसामि जीवितुम् ॥२७॥

**સાવિત્રી**--હે મહારાજ ! હું મારા સ્વામી શિવાય કોઈ પણ સુખની ઇચ્છા રાખતી નથી, તેમ સ્વામી શિવાય સ્વર્ગની પણ આશા રાખતી નથી, સ્વામી વિના દ્રવ્યની પણ ઇચ્છા કરતી નથી, તેમ જગતમા મુખ્ય અલકાર રૂપી સ્વામીના શિવાય હુ જીવવાને પણ ઇચ્છતી નથી

वरोऽतिसर्गः शतपुत्रता मम
त्वयैव दत्तो हि यतश्च मे पतिः ॥
वरं वृणे जीवतु सत्यवानयं
तवैव सत्यं वचनं भविष्यति ॥ २८ ॥

વળી હે મહારાજ ! તમે મને આગળ જે વરદાન આપ્યુ છે કે તને સો (૧૦૦) પુત્ર થશે તે વરદાન સત્ય થવા માટે મારા સ્વામી સત્યવાનને જીવતો કરો કારણ કે સત્યવાનના જીવતા થયા શિવાય તમારૂ વચન સત્ય થવાનુ નથી આ પ્રમાણે સાવિત્રીનુ વચન સાભળતા

યમરાજાએ સત્યવાનને બાંધેલા પાશમાંથી છોડી કહ્યું કે હે સતિ સાવિત્રિ! તારા પતિ સત્યવાનને મેં છોડી મુકયો છે અને તારૂં તથા તારા પતિનું આયુષ્ય (૪૦૦) ચારસો વર્ષનું થાઓ આટલું વરદાન આપી યમરાજા પોતાની દક્ષિણ દિશામાં યમપુરી તરફ ગયા

કેટલોક વખત થયા પછી સતી સાવિત્રી ત્યાંથી ગઈ અને જ્યાં સ્વામીનું મૃત્યુ થયું હતું ત્યાં જોવા લાગી તો સત્યવાનને જરા શુદ્ધિ આવી અને તુરત સત્યવાન સાવિત્રીને કહેવા લાગ્યો, 'હે સ્ત્રી! હું જ્યારે તારા ખોળામાં સુતો હતો ત્યારે ભયંકર રૂપ ધારણ કરી લાલ વસ્ત્ર પહેરી જે પુરુષ મારી સામે ઉભો રહ્યો હતો, તે ક્યાં ગયો? અરે! શું મને સ્વપ્ન થયું. કે ભ્રાંતિ થઈ? આ પ્રમાણે પૂછવા લાગ્યો, એટલે સાવિત્રીએ ઉત્તર આપ્યો, 'હે પ્રાણનાથ! હાલ રાત્રિ વા આવી છે, માટે આ વૃત્તાંત

આવતી કાલે કહીશ અહીંઆ રાક્ષસોનો શબ્દ થાય છે, રાત્રિ અંધકારવાળી દેખાવા લાગી છે અને પક્ષીઓ શાંત પામ્યા છે, માટે આપણે આવતી કાલે અહિંથી આશ્રમ પ્રત્યે જઇશું 'આવું સાવિત્રીનું વચન સાભળી સત્યવાન્ બોલ્યો, 'જો હું દિવસમાં કોઈ જગ્યાએ કાંઈ પણ કામ માટે જાઉં તોપણ મારા માતપિતા મને ન જોવાથી દિલગીર થાય અને જો રાત્રિએ મને નહી જુવે તો કોણ જાણે શું કરશે' પછી સત્યવાન પોતાની સતી સાવિત્રી જોડે આશ્રમપ્રત્યે જવા નિકળ્યો ઘુમત્સેન રાજા પણ નેત્ર આવવાથી સત્યવાનની વાટ જોતો હતો જયારે સાયંકાળ ( સાંજ ) થઈ, પણ સત્યવાન્ વનમાંથી ન આવ્યો ત્યારે નદી, નાળા, તળાવ અને અઘોર વનમાં શોધવા લાગ્યો પરંતુ સત્યવાનનો પત્તો મળ્યો નહીં ત્યારે રુદન કરવા લાગ્યો એટલામાં આશ્રમવાસી લોકો આવી, રાજા ઘુમત્સેનને ધીરજ આપવા લાગ્યા.

થોડા વખતમા સત્યવાન્ અને સાવિત્રી બને જણાં આશ્રમ પ્રત્યે આવ્યા અને રાજાને નેત્ર આવવાનુ કારણ લોકોએ સાવિત્રીને પૂછયુ ત્યારે સાવિત્રીએ પ્રથમથી આરભીને કહ્યુ કે, 'નારદ મુનિના મુખથી મારા સ્વામી સત્યવાનનો મરણ દિવસ મે જાણ્યો હતો, માટે હુ તેમની સાથે વનમા ગઈ હતી તેટલામા દક્ષિણ દિશા તરફથી યમરાજાને આવતા જોયા જેવામાં મારા પતિને લઈ ગયા, તેજ વખતે હુ તેમની પાછળ ચાલી અને પ્રાર્થના કરી યમરાજા પ્રસન્ન થયા અને મને ( ચાર ) વરદાન આપ્યા.' આ પ્રમાણે સાવિત્રીનુ વચન સાભળી સઘળા આશ્રમવાસી ઋષિઓ બોલ્યા, 'હે સતિ સાવિત્રિ! આપત્રૂપી સમુદ્રમા બૂડેલુ તારા સસરાનુ કુળ તે ઉગાર્યું પછી ઋષિઓ અખડ સૌભાગ્યરૂપ આશીર્વાદ આપી, પોતપોતાને આશ્રમે ગયા. થોડા વખતમા શાલ્વદેશ ( દ્યુમત્સેન રાજાની પૂર્વ રાજધાની) થી પ્રધાનો

આવ્યા અને રાજાને કહેવા લાગ્યા, 'હે મહારાજ! આપને પૂર્વની રાજગાદી મળી છે અને ત્યા આવી આપ રાજ્ય ચલાવો' આવુ સાભળતા રાજા પોતાના પુત્ર સત્યવાન્ અને સાવિત્રી સહ પોતાના નગર પ્રત્યે ગયા અને પૂર્વ પ્રમાણે રાજ્ય ચલાવવા લાગ્યા થોડા વખતમા સત્યવાન્ યુવરાજ થયા અને સાવિત્રીને સો પુત્ર થયા. માટે જે સ્ત્રી સાવિત્રી પ્રમાણે પોતાનુ શિયળ પાળી પતિભક્તિ કરશે તો તેને સતી સાવિત્રી પ્રમાણે અખડ સૌભાગ્યસુખ મળશે, એવી આશીષ છે

---

# નવમકિરણ-પતિભકિતસ્તવન

મ્હનુ સ્વામીને પરમેશ્વર,
તનમનથી સસારરે,
સ્વામી સેવા ધરમ પરમ મુજ,
અન્ય મને નવ ભાવે રે ટેક

એક સ્વામી વિન બીજુ જગમા,
હર્ષ મને ન કરાવે રે,
મુજ મન અમળ કમળનો રૂડો,
સ્વામી સૂર્ય ધરાવે રે માનુ૦ ૧
તેને સુખે હુ સુખ માનુ,
દુ ખે દુ ખણી ઝાઝી રે,
પ્રસ ન વદન શશિ ન્યાળી તેનુ,
રહુ હુ ચકોરી રાજી રે. માનુ૦ ૨
સહનશીળતા આસનવાળી,
શાતિ સમાધિ ચઢાવી રે,
પ્રેમ પરમ મ ત્રે આરાધુ,
પતિ હરિમા મન લાવી રે માનુ૦ ૩
સ્થાપી મુજ મ દિરમા પ્રીતે,
મનહર પ્રતિમા પતિની રે,
પૂજુ પરમ ધરમ સમજીને,
ભક્તિ ભલી પ્રકટાવી રે માનુ૦ ૪

જેનાથી સૌભાગ્ય વધે છે,
શ્રેષ્ઠ જીવન જેનાથી રે,
સ સારે સૌ સુખ જેનાથી,
નહિ રહુ દૂર તેનાથી રે. માનુ૦ ૫
જેનાથી માનીતા સૌને,
માન મળે બહુ થોકે રે,
તેનાથી અવળા ચાલીને,
ધિક્ જીવવુ આ લોકે રે માનુ૦ ૬
સ્વામી વિરુદ્ધ વરતી સુખ લે જે,
જે મન પરસુ ધારે રે,
.એ કરતા તો ભલુ આ ભવમા,
બળી મરવુ અ ગારે રે માનુ૦ ૭
તન મન મારુ પ્રેમ પરમથી,
જીવ સહિત મે તેને રે,
લોભ લાલસા અળગી કરીને,
આપી સૌ તજી એને રે માનુ૦ ૮
છાયા પેરે હુ સૌ સમયે,

સ્વામીથી નથી અળગી રે,
નીર વિયોગે જેવી માછલી,
પતિવિન મુજ ગતિ તેવી રે. માનુ૦ ૯
વિનવાકે પતિ ક્રોધ કરે પણ,
રીસ મને નહિ આવે રે,
નમ્રપણે કરી સ્તુતિ સ્વામી,
કરુ શીતલ તન ભાવે રે. માનુ૦ ૧૦
નારાયણુની મેહેર થઈ જો,
સિદ્ધિ ઇચ્છા મનની રે,
એના સરખા થાય બધા તો,
સુધરે મતિ સ્રીજનની રે માનુ૦ ૧૧

આ પ્રમાણે પતિભક્તિ કરવાથી આધુનિક સ્રીઓ પૂર્વની આર્ય સ્રીઓ અને ઋષિપત્નીઓ પ્રમાણે આ જગત્મા વખાણુવા યોગ્ય થાય છે માટે જ કુલવતી સ્રીઓએ ઉપરની કવિતાનો અર્થ ધ્યાનમાં રાખી તે પ્રમાણે વર્તવાને પ્રયત્ન કરવો

# દશમકિરણ.

## *કૌશિક તથા એક તાપસી

જે પ્રમાણે સતી સાવિત્રીએ પોતાના મરણ પામેલા સ્વામી સત્યવાનને જીવતો કર્યો, તે પ્રમાણે આ પતિવ્રતા સ્ત્રીએ કૌશિક નામના વિદ્વાન્ બ્રાહ્મણને પતિધર્મ કેવી રીતે પાળવો તે વિષે કેવી રીતે બોધ દેશે અને પોતાના પતિવ્રતાના પ્રભાવથી બ્રાહ્મણને શાપ દઈ મારી નાખેલી બગલી વિષે જ્ઞાન થશે, અને એવી રીતે પતિભક્તિ કરવાથી અતે તેની કેવી ગતિ થાય છેઃ–એ વિગેરે સર્વ બાબતો આ કથામા આવશે. માટે સર્વ સ્ત્રીઓએ આ પ્રમાણે પતિભક્તિ પાળવી અને પારકી સ્ત્રીને ખરાબ આચરણમાથી દૂર કરાવી તેને બોધ દેવો, એવી આશા છે

* મહાભારત વનપર્વ અધ્યાય ૨૦૬.

मार्कंडेय उवाच-

काश्चिद्विजातिप्रवरो* वेदाध्यायी† तपोधनः ॥
तपस्वी धर्मशीलश्च कौशिको नाम भारत‡ ॥

**માર્કંડેય ઋષિ**—હે રાજા યુધિષ્ઠિર! પોતાની સ્વજ્ઞાતિમા કુલવાન્ અને વેદનો ભણનાર, તથા તપના ભંડારરૂપ, અને ધર્મપર નિષ્ઠા રાખનાર એવો કૌશિક નામનો બ્રાહ્મણ હતો

सांगोपनिषदो§ वेदानधीते द्विजसत्तमः ।
स वृक्षमूले कस्मिंश्चित् वेदानुच्चरयन स्थितः ॥

વળી જેણે અંગ સહિત વેદાભ્યાસ કર્યો હતો તથા ઉપનિષદ્ વિગેરે સારા ભણેલો હતો, એવો વિદ્વાન્ કૌશિક નામનો બ્રાહ્મણ વેદના મંત્ર ભણતો ભણતો કોઈ ઝાડના મૂળ પાસે આવી બેઠો •

उपरिष्टाच्च¶ वृक्षस्य बलाका|| सन्यलीयत ।

* શ્રેષ્ઠ † વેદપાઠી ‡ યુધિષ્ટિર § અંગસહિત વેદનો પાઠ કરનાર ¶ ઉપરથી || બગલી

**तया *पुरीषमुत्सृष्टं ब्राह्मणस्योपरि तदा॥ ३ ॥**

જે ઝાડ નીચે તે બ્રાહ્મણ બેઠો હતો તે ઝાડ-પર એક બગલી બેઠી હતી તે બગલીએ તે વખત બેઠેલા કૌશિક નામના તપસ્વી બ્રાહ્મણ પર ( પુરીષ ) વિષ્ઠા નાખી

**तामवेक्ष्य ततः क्रुद्धः समपध्यायत द्विजः ॥**
**भृशं † क्रोधाभिभूतेन बलाका संनिरीक्षिता॥ ४॥**

તેટલામા બ્રાહ્મણ ઘણો કોપાયમાન થયો અને મનમા તેનુ અનિષ્ટ કરવા લાગ્યો. ત્યાર પછી તેણે ઝાડપર ઉંચુ જોયુ તો એક બગલી બેઠેલી હતી, તે જોવામા આવી

**अपध्याता च विप्रेण ‡न्यपतत् धरणीतले§॥**
**बलाका पतिता दृष्ट्वा ॥गतसत्वामचेतना॥५॥**

તે કૌશિક નામના બ્રાહ્મણે પોતાની ક્રૂર ( શ્રાપ લાગે એવી ) દૃષ્ટિથી જોયુ તેટલામા

*વિષ્ટા † અત્યંત ‡ પડી § પૃથ્વીપર ॥ મરણ પામેલ ‖ બેશુદ્ધ

ઝાડપર બેઠેલી બગલી જમીનપર પડી અને જમીનપર પડતામા તે બગલી મરણુ પામી.

*कारुण्यादभिसंतप्तः †पर्यशोचत ता द्विजः ॥
‡अकार्यं कृतवानस्मि रोषरागबलादहम् ॥६॥

તે બ્રાહ્મણુને તરત દયા આવી અને મનમા ઘણો શોકાતુર થઈ સતાપ કરવા લાગ્યો કે, મે મારા ક્રોધથી ન કરવાનુ કામ આ વખતે કર્યું અરે ! મારા જેવો દુષ્ટ આ જગતમા કોઈ નથી કે, મે નિરપરાધી બગલીને મારી નાખી.

मार्कंडेय उवाच–

इत्युक्त्वाऽबहुशो विद्वान् ग्रामं भैक्षाय संश्रितः॥
ग्रामे¶ शुचीनि प्रचरन् कुलानि भरतर्षभ ॥७॥

માર્કંડેય ઋષિ—હે રાજા યુધિષ્ઠિર ! તે વિદ્વાન્ બ્રાહ્મણુ આવુ કામ કરવાથી પોતાના

* દયાથી † શોક કરતો હતો ‡ ખોટુ § ઘણુ ¶ પવિત્ર

મનમાં વારવાર શોકાતુર થયો અને ભિક્ષા માગવા સારુ સદ્‌ગૃહસ્થો અને પવિત્ર કુટુ-બોના કુળને શોધતો શોધતો ગામમા ગયો

**प्रविष्टस्तत्कुलं यत्र पूर्वं चरितवास्तु सः ॥**
**देहीति *याचमानोऽसौ तिष्ठत्युक्तः स्त्रिया ततः**

થોડા વખત ફરવા લાગ્યો, એટલામા જે ઘરમા અગાઉ ગયો હતો ત્યા જઈ બોલ્યો કે, 'હે પતિવ્રતા સ્ત્રી ! મને ભિક્ષા આપો' આવુ સાભળતા તે સ્ત્રી બોલી, 'હે મહારાજ ! ઉભા રહો, હુ તમને ભિક્ષા આપુ છુ

**†शौचं तु यावत् कुरुते ‡भाजनस्य कुटुंबिनी॥**
**एतस्मिन्नंतरे राजन् क्षुधा संपीडितो §भृशं ॥**

**માર્કંડેય ઋષિ**—હે રાજા યુધિષ્ઠિર ! તે પતિવ્રતા સ્ત્રી કૌશિક નામના ( ભિક્ષા માગવા આવેલા ) બ્રાહ્મણ સારુ ભિક્ષા માટે એક

---

* યાચના કરતો † પવિત્ર, સાફ. ‡ વાસણ § અત્યત.

વાસણ સાફ કરતી હતી તેટલામા તે સ્ત્રીનો સ્વામી જેને વધારે ભૂખ લાગવાથી દુ ખ પામેલો હોય એમ પોતાના ઘર તરફ આવતો હતો

**भर्ता प्रविष्टः सहसा* तस्या भरतसत्तम ॥**

**सा तु दृष्ट्वा पति साध्वी ब्राह्मणं +व्यवहाय तम्**

**માર્કંડેયમુનિ**—હે ભરતવ શના શ્રેષ્ઠ રાજા યુધિષ્ઠિર! જ્યારે તે પતિવ્રતા સ્ત્રીનો સ્વામી ભૂખ લાગવાના કારણથી ઘેરે આવતો હતો, તેને જોઈ તે સ્વામીસેવામા તત્પર થઈ, આથી તે સ્ત્રી બ્રાહ્મણને ભિક્ષા આપવાનુ ભૂલી ગઈ

**‡पाद्यमाचमनीयं वै ददौ भर्तुस्तथासनम् ॥**

**पतिं पर्य §चरच्चापि भर्तारमसितेक्षणा ॥११॥**

પ્રથમ પોતાના પતિને પ્રણામ કરી બેસવાનુ આસન આપ્યુ અને પછી પાદ્ય આચમન

---

* એકદમ † છોડીને, વિસરીને ‡ પગ ધોવાનુ પાણી વિગેરે § સેવા

અર્ધ્ય વિગેરેથી વિધિપૂર્વક પતિની સેવા કરવા લાગી

**आहारेणाथ भक्ष्यैश्च भोज्यैः सुमधुरैस्तथा ॥**
***उच्छिष्टं भाविता भर्तुर्भुक्तं नित्य युधिष्ठिर ॥**

**માર્કંડેય ઋષિ**—હે રાજા યુધિષ્ઠિર ! તે પતિવ્રતા સ્ત્રીનો એવો નિયમ હતો કે, પોતાના સ્વામીને જે કાંઈ આહારને માટે ભક્ષ્ય પદાર્થ ( ભોજન ) જોઇએ, તે વખતે વખત તૈયાર કરી ભોજન કરાવતી હતી અને ત્યારબાદ ( उच्छिष्ट ) સ્વામીના ભોજન પછી જે કાંઈ બાકી રહે, તે પોતે ભોજન કરતી હતી, એવો નિયમ હતો

**दैवत च पतिं मेने भर्तुश्चित्तानुसारिणी ॥**
**कर्मणा मनसा वाचा नान्यचिंताभ्यगात् पतिं॥**

કારણ કે તે સ્ત્રી શાસ્ત્રના નિયમ પ્રમાણે

---

* ખાતા બાકી વધેલુ

મન, વાણી અને કાયાથી પણ પરપુરુષનુ ચિતન ન કરતા કેવળ પતિભક્તિમા રહેતી હતી, જેથી સ્વામીથી જ આ જગતમા સ્ત્રીઓને સર્વ સુખ તથા કીર્તિ મળે છે.

तं सर्वभावोपगता *पतिशुश्रूषणे रता ॥
साध्वाचारा शुचिर्दक्षा कुटुंबस्य हितैषिणी१४

વળી તે સ્ત્રી પોતાના સ્વામીને જે વસ્તુ જોઇએ, તે વખતો વખત લાવી આપતી હતી નિરતર પવિત્રપણે રહી સદાચાર પાળી પોતાના કુટુબનુ હિત ઇચ્છનારી તથા સ્વામી સેવામા તત્પર રહેતી હતી

भर्तुश्चापि हितं यत्तत् †सततं सानुवर्तते ॥
देवता‡तिथि भृत्याना श्वश्रूश्वसुरयोस्तथा॥१५

નિરતર સ્વામીના વચનને અનુસરનારી અને દેવતાઓ, અતિથિ તથા કોઈ સગાવહાલા

---

* પતિસેવા † દરરોજ ‡ પરોણા, અભ્યાગત

આવે તેનુ સન્માન કરનારી, તેમ સાસુ તથા સસરાની આજ્ઞા પાળી તેઓની સેવા કરતી હુતી

शुश्रूषणपरा नित्यं सतत संयतेन्द्रिया ॥
सा ब्राह्मणं तदा दृष्ट्वा *संस्थितं भैक्ष†काङ्क्षिणम्

પોતાના મનના ખરાબ વિકારોને રોકી નિરતર સત્ય વચન બોલતી હુતી અને સ્વામી-ભક્તિમાં તત્પર રહી પોતાના સ્વામીનુ શુભ ચિતન કરતી હુતી પછી તે સ્રી ભિક્ષા યાચના કરનાર કૌશિક નામના બ્રાહ્મણુને જોઈ મનમા વિચાર કરવા લાગી.

कुर्वंती पतिशुश्रूषा सस्माराथ शुभेक्षणा ॥
‡व्रीडिता साभवत् साध्वी तदा भरतसत्तम ॥
भिक्षामादाय विप्राय निर्जगाम§ यशस्विनी १७

---

* ઉભો રહેલો † ભિક્ષા માગનાર ‡ લજ્જા પામી
§ સતી

**માર્કંડેય ઋષિ**—હે રાજા યુધિષ્ઠિર ! પતિ સેવામા જ તે તત્પર હતી અને પતિને જોઈતી ચીજો લાવી આપતી હતી, માટે તે બ્રાહ્મણને ભિક્ષા આપવામા સ્મરણ રહ્યુ નહી, તેથી લજ્જા પામી તરત ભિક્ષાનુ પાત્ર હાથમા લઈ બ્રાહ્મણને આપવા ગઈ તે વખત બ્રાહ્મણ ક્રોધાતુર થઈ નીચે પ્રમાણે બોલે છે

ब्राह्मण उवाच-

किमिद भवती त्व मा तिष्ठेत्युक्त्वा वरांगने ॥
*उपरोधं कृतवती न विसर्जितवत्यसि ॥१८॥

**કૌશિક મુનિ**—હે સતિ ! જયારે હુ તારી પાસે ભિક્ષા માગવા આવ્યો ત્યારે તે મને એવો ઉત્તર આપ્યો કે, 'હે મહારાજ ! ઉભા રહો હુ તમને ભિક્ષા આપુ છુ' આમ કહ્યાં છતા આવુ વિપરીત કામ શુ કર્યું ? જો તે

---

* રોકવુ

મને ના પાડી હોત તો સારુ થાત પણ મને ના પાડી નહીં અને વિલ બ કર્યો આ કામ ઘણુ' ખોટુ કર્યુ

मार्कंडेय उवाच–

ब्राह्मणं क्रोधसंतप्तं *ज्वलंतमिव तेजसा ॥
दृष्ट्वा साध्वी मनुष्येंद्र सात्वपूर्वं वचोऽब्रवीत् ॥–

**માર્કંડેય ઋષિ**––હે રાજા ! જ્યારે બ્રાહ્મણ આ પ્રમાણે ક્રોધાતુર થઈ સ્રીને કહેવા લાગ્યો ત્યારબાદ તે પતિવ્રતા સ્રી મનમા ખેદ પામી કૌશિક નામના બ્રાહ્મણને શાત પાડી નમ્રતાપૂર્વક વચનો બોલવા લાગી

स्त्र्युवाच–

क्षंतुमर्हसि हे विद्वन् भर्ता मे दैवतं परम् ॥
स चापि क्षुधितः†श्रांतःप्राप्तःशुश्रूषितो मया२०

**પતિવ્રતા સ્રી**––હે મહારાજ ! જે અપ-

---

* પ્રતાપી † થાકેલો

રાધ મારો થયો હોય, તે ક્ષમા કરવા આપ સમર્થ છો કારણ કે પતિવ્રતા સ્ત્રીઓને આ જગતમા સ્વામી સમાન દૈવત બીજુ કોઈપણ નથી, તેમ મારા સ્વામીને ભુખ વધારે લાગી હતી માટે તેની સેવા કરવામા હું આપને ભિક્ષા આપવાનુ ભૂલી ગઇ માટે મારો અપરાધ ક્ષમા કરો

**ब्राह्मण उवाच–**

**ब्राह्मणा न *गरीयासो गरीयांस्ते पतिः कुतः ।**
**गृहस्थधर्मे वर्तंती ब्राह्मणानवमन्यसे ॥२१॥**

આવુ તે સ્ત્રીનુ વચન સાભળી બ્રાહ્મણ બોલ્યો, 'હે સતિ ! અમારા જેવા વિદ્વાન્ બ્રાહ્મણો શુ શ્રેષ્ઠ ગણાતા નથી ? કે તુ તારા પતિને વિશેષ માની અમારુ અપમાન કરે છે ? વળી ગૃહસ્થાશ્રમમા રહી કોઈને ભિક્ષા આપવાની કબૂલ કરીને તેનો ત્યાગ કરી તારા સ્વામીને મોટો માને છે ?

---

* શ્રેષ્ઠ.

इन्द्रोप्येतान् प्रणमते किं पुनर्मानवो भुवि ॥
अवलिप्तेन जानीषे वृद्धानां न श्रुत त्वया २२
ब्राह्मणा ह्यग्निसदृशा दहेयु पृथिवीमपि ॥

કૌશિક બ્રાહ્મણ—હે પતિવ્રતા સ્ત્રી ! તે કોઈ વિદ્વાન્ પાસે ધર્મનો બોધ લીધો નથી, એમ મને લાગે છે કારણકે બ્રાહ્મણોને ઇન્દ્ર સરખા દેવતા પણ નમે છે, તો આ જગતમાં મનુષ્ય નમે તેમા કાંઈપણ સ દેહ નથી વળી હે સતીધર્મ પાળનારી સ્ત્રી ! બ્રાહ્મણો અગ્નિ પ્રમાણે તેજસ્વી ગણાય છે જેમ સઘળી વસ્તુ અગ્નિ બાળી નાખે છે, તેમ બ્રાહ્મણોને જ્યારે ક્રોધ ચઢે છે ત્યારે પૃથ્વી પણ બાળી મૂકે છે માટે જગતમાં બ્રાહ્મણ સમાન કોઈ શ્રેષ્ઠ નથી. આ પ્રમાણે કૌશિક નામના બ્રાહ્મણનુ વચન સાભળી પતિવ્રતા સ્ત્રી તેને ઉત્તર આપે છે

स्त्र्युवाच–

नाहं बलाका विप्रर्षे त्यज क्रोधं तपोधन ॥

अनया क्रुद्धया दृष्ट्या क्रुद्धः किं मां करिष्यसि
नावजानाम्यहं विप्रान् देवैस्तुल्यान्मनस्विनः ॥

**પતિવ્રતા સ્ત્રી**—તપના ભંડારરૂપી હે મહારાજ ! જેમ ક્રોધ કરી તમે બગલીને બાળી મૂકી તેમ મને બાળી શકશો નહી અને તમારો ક્રોધ શાંત કરો કારણ કે ક્રોધદૃષ્ટિથી મને શું કરશો ? વળી બ્રાહ્મણો દેવતા સમાન ગણાય છે અને મારો કાંઈ તમારા સરખા મહાત્માનું અપમાન કરવાનો ધર્મ નથી

अपराधमिमं विप्र क्षन्तुमर्हसि मेऽनघ* ॥
जानामि तेजो विप्राणां महाभाग्यं च धीमताम्

**પતિવ્રતા સ્ત્રી**—હે મહારાજ ! બુદ્ધિમાન્ પુરુષોનું મહાભાગ્ય અને તમારા સરખા બ્રાહ્મણોના તેજનો મહિમા મને ખબર છે અને મારો જે કાંઈ અપરાધ હોય તે ક્ષમા કરો અને આ ભિક્ષાનું પાત્ર ગ્રહણ કરો.

---

* પવિત્ર

*अपेयः सागरः क्रोधात् कृतो हि †लवणोदकः॥
तथैव दीप्ततपसा मुनीना भावितात्मनाम्॥२६

જેઓનુ તપ હમેશા દીપ્તિમાન છે, એવા તમારા જેવા મહાત્માઓ શુ ન કરી શકે ? જેમ અગસ્ત્ય ઋષિ પ્રથમ સમુદ્રનુ પાન કરી જઈ પાછો મૂત્રદ્વારે કાઢી નાખ્યો અને ખારો થઈ ગયો માટે મારો અપરાધ ક્ષમા કરો

येषा क्रोधाग्निरद्यापि ‡दंडके नोपशाम्यति ॥
ब्राह्मणानां परिभवात् §वातापिः सुदुरात्मवान्॥

જેમનો ક્રોધાગ્નિ હજુ પણ દડકારણ્યમા શાત પામ્યો નથી તથા તમારા જેવા બ્રાહ્મણો ( अगस्त्य ) નો તિરસ્કાર કરવાથી દુષ્ટ અને ક્રૂર કર્મ કરનાર વાતાપિ નામનો રાક્ષસ અ તાવસ્થાને પામ્યો છે

---

* ક્રોધથી પિવાય નહી તે † ખારાપાણીનો ‡ દડકારણ્ય § વાતાપિ અને ઇલ્વલ એ બન્ને રાક્ષસ હતા

अगस्त्यऋषिमासाद्य जीर्णः क्रूरो महासुरः ॥
बहुप्रभावाः श्रूयन्ते ब्राह्मणाना महात्मनाम् ॥

તે રાક્ષસ અગસ્ત્ય ઋષિના ક્રોધાગ્નિથી ક્ષીણ પામ્યો હતો તેમ જ તમારા સરખા મહાન્ પુરુષોના પ્રતાપ હજુસુધી પણ જગતમા વિખ્યાત છે

क्रोधः †सुविपलो ब्रह्मन् प्रसादश्च महात्मनाम् ।
अस्मिंस्त्वतिक्रमे ब्रह्मन् क्षतुमर्हसि मेऽनघ २९

પતિવ્રતા સ્ત્રી—હે મહારાજ ! આ જગતમા મહાત્મા પુરુષોને કોઈ પણ પ્રકારનો ક્રોધ થતો નથી, અને વખતે ક્રોધ આવે છે તો માત્ર થોડો વખત રહે છે તથા જલદી પ્રસન્ન થાય છે પરતુ તમે આવા સમર્થ વિદ્વાન્ થયા છતા પણ ક્રોધ વિશેષ કરો છો, એ યોગ્ય

---

* મહાપાપી † કમી

નથી માટે મારો જે અપરાધ હોય તે ક્ષમા કરો અને ભિક્ષા ગ્રહણ કરો.

पतिशुश्रूषया धर्मो यः स मे रोचते द्विज ॥
दैवतेष्वपि सर्वेषु भर्ता मे दैवत परं ॥ ३० ॥

હે મહારાજ ! મને સ્વામી સેવા શિવાય બીજો કોઇ પણ ધર્મ વિશેષ લાગતો નથી કારણ કે સર્વ દૈવતમા સ્વામી સમાન પરમ દૈવત બીજુ કોઇ પણ નથી, એમ હુ માનુ છુ માટે સ્વામીભક્તિમા હુ તત્પર હતી તેથી તમને ભિક્ષા આપવાનુ હું ભૂલી ગઈ

अविशेषेण तस्याह कुर्या सेवा द्विजोत्तम ॥
शुश्रूषायाः फल पश्य पत्युर्ब्राह्मण यादृशम् ॥

પતિવ્રતા સ્ત્રી—હે મહારાજ ! જેમ બની શકે તેમ પતિસેવા કરવી, એ જ મારા જેવી સ્ત્રીઓનો ધર્મ છે અને પતિસેવા કરવાથી શુ ફ્લ થાય છે તે સાભળો.

बलाका हि त्वया दग्धा रोषात् तद्विदितं मया
क्रोधः शत्रुः शरीरस्य मनुष्याणां द्विजोत्तम ॥

હે મહારાજ! તમે ક્રોધાયમાન થઈ ઝાડપર જે બગલી બેઠી હતી, તેને તમે બાળી મુકી તે સર્વ વૃત્તાત મેં કેવલ પતિભક્તિથી જ જાણ્યુ છે, કારણકે મનુષ્ય માત્રનો શત્રુ ક્રોધ સમાન કોઇ પણ નથી માટે તમારા શરીરમા રહેલા ક્રોધરૂપી શત્રુને દુર કરો કારણકે બ્રાહ્મણનુ લક્ષણ નીચે પ્રમાણે છે —

यः क्रोधमोहौ त्यजति तं देवा ब्राह्मणं विदु ।
यो वदेदिह सत्यानि वेदाध्ययनतत्पर ॥२३॥

પતિવ્રતા સ્ત્રી—હે મહારાજ! જે મનુષ્ય ક્રોધ તથા અહંકાર છોડી દે છે તથા હરરોજ સાચુ બોલે છે અને ધર્મપર પ્રીતિ રાખી જગત્ માત્રમા સદાચાર પાળી વર્તે છે તથા વેદાભ્યાસ વિગેરે કરે છે, તેને બ્રાહ્મણ કહે છે.

हिंसितश्च न हिंसेत तं देवा ब्राह्मणं विदुः ॥
जितेन्द्रियो धर्मपर स्वाध्यायनिरत शुचिः ॥

પતિવ્રતા સ્ત્રી—હે મહારાજ! છ પ્રકારની ઇંદ્રિયો ( કામ, ક્રોધ, લોભાદિ ) ને વશ કરે છે, તથા ધર્મપર પ્રીતિ રાખે છે વળી હમેશાં વેદ વિગેરેનો અભ્યાસ કરે છે કોઈ પણ પ્રકારના નિંદિત કર્મ કરતો નથી, તેનુ નામ બ્રાહ્મણ કહેવાય છે

कामक्रोधौ वशे यस्य ते देवा ब्राह्मणं विदुः ॥
यस्य चात्मसमो लोको धर्मज्ञस्य† मनस्विनः ॥
सर्वधर्मेषु चरतस्तं देवा ब्राह्मणं विदुः ॥३५॥

જે બ્રાહ્મણ પોતાના આત્મા પ્રમાણે આખુ જગત્ માને છે અર્થાત્ જગત્મા આનંદરૂપ રહે છે તથા ધર્મનો બોધ કર્યા કરે છે, વળી કામ તથા ક્રોધને પોતાના વશમા રાખે

---

* વેદનો અભ્યાસ † ધર્મને જાણનારા.

છે તથા ધર્મમાં પ્રીતિ રાખે છે, તેને બ્રાહ્મણ કહે છે.

योध्यापयेदधीयीत यजेद्वा याजयीत वा ॥
दद्याद्वापि यथाशक्ति तं देवा ब्राह्मणं विदु ॥

પોતાના સ્વધર્મમા પ્રીતિ રાખી વેદ ભણે અને બીજાને ભણાવે, પોતે યજ્ઞ કરે અને બીજાને કરાવે, પોતાની શકિત પ્રમાણે દાન કરે અને ગ્રહણ કરે, તેનુ નામ બ્રાહ્મણ કહેવાય છે.

ब्रह्मचारी वदान्यो योप्यधीयात् द्विजपुंगवः ॥
स्वाध्याये वा न मत्तो वै तं देवा ब्राह्मणं विदुः

વેદાભ્યાસ વિગેરે કર્યા છતા પણ પોતે ગર્વ કરતો નથી અને હમેશા બ્રહ્મચર્ય દશા પાળે છે, તેને બ્રાહ્મણ કહે છે

यद् ब्राह्मणानां कुशलं तदेव परिकीर्तयेत् ॥

**सत्यं तथा व्याहरतां नानृते* रमते मनः ॥**
**धर्मं तु ब्राह्मणस्याहुः स्वाध्यायं दममार्जवं ३८**

બ્રાહ્મણોનો મુખ્ય ધર્મ એ જ છે કે, હમેશા સત્યવચન બોલવુ તથા મનને અસત્ય વિચારમા ન લાવતા સત્યપણે ચાલવું તેમજ પોતાનો અભ્યાસ કરવો એને ઇન્દ્રિયોને નિયમમા રાખવી, એ જ મુખ્ય ધર્મ છે.

**इन्द्रियाणा निग्रहं† च शाश्वतं द्विजसत्तम ॥**
**सत्यार्जवे धर्ममाहुः परं धर्मविदो जनाः॥ ३९॥**

**પતિવ્રતા સ્ત્રી**—હે મહારાજ ! ઇન્દ્રિયોને દુષ્ટ વિકારપણુથી રોકવી તથા સત્યપણે વર્તવુ અને ધર્મ વસ્તુનુ સપાદન કરવુ, એ જ મુખ્ય ધર્મ છે આ પ્રમાણે ધર્મનુ લક્ષણ પૂર્વના મહાત્માઓએ કહ્યુ છે

**दुर्ज्ञेयः शाश्वतो धर्मः स च सत्ये प्रतिष्ठितः ॥**
**श्रुतिप्रमाणो धर्मः स्यादिति वृद्धानुशासनम् ४०**

* અસત્ય † રોકવુ

વૃદ્ધ લોકોનુ વચન એવુ છે કે, શ્રુતિના પ્રમાણુથી ચાલવુ, એજ મુખ્ય ધર્મ છે સત્યપણે ચાલવામા મનુષ્યને આ કલિકાળના સમયમા ઘણો પ્રયાસ પડે છે, તોપણુ સત્યપણાનો ત્યાગ કદાપિ કરવો નહી. કારણકે સર્વ ધર્મનુ મૂલ સત્યપણુ છે

बहुधा दृश्यते धर्मः सूक्ष्म एव द्विजोत्तम ॥
भगवानपि धर्मज्ञः स्वाध्यायनिरतः शुचि ॥४१

પતિવ્રતા સ્રી—હે મહારાજ ! ધર્મ અનેક પ્રકારનો છે, અને ધર્મરૂપી વસ્તુ ઘણી જ બારીક રીતે શોધાય છે ધર્મને જાણુનારા પુરુષોને પરમાત્મા સબધી સૂક્ષ્મ જ્ઞાન થઈ પોતાની નિર્મળ બુદ્ધિ થાય છે અને પવિત્ર ગણાય છે.

न तु तत्त्वेन भगवन् धर्म वेत्सीति मे मति ॥
यदि विप्र न जानीषे धर्म परमक द्विज ॥४२॥

પતિવ્રતા સ્ત્રી—હે મહારાજ! મારી બુદ્ધિ એમ પહોચે છે કે, તમે બરાબર ધર્મને જાણતા નથી, નહીં તો તમે આટલો ક્રોધ કરી મારી સામે બોલો પણ નહી અને તમે આ ધર્મ જાણવા ઇચ્છતા હો તો હુ તમને એક નગર બતાવુ છુ ત્યા જઈ બરોબર ધર્મ શીખો, જેથી કોઇ પણ પ્રાણી પર ક્રોધ કરશો નહી."

धर्मव्याधं तत पृच्छ गत्वा तु मिथिलां पुरीं।
मातापितृभ्यां शुश्रूत सत्यवादी जितेन्द्रिय

મિથિલા નગરીમા જઈ એક ધર્મવ્યાધ છે તેને જઈ ધર્મ સબધી પ્રશ્નો પૂછો. કારણ કે જગતમા માતાપિતાનુ ભજન કરવુ, સત્યપણે બોલવુ અને જિતેન્દ્રિયપણે રહેવુ, માતા પિતાની સેવા કરવી, આ પ્રમાણેના નિયમો તે વ્યાધ પાળે છે

मिथिलायां वसन् व्याधः स ते धर्मान् प्रवक्ष्यति।

तत्र गच्छस्व भद्रं* ते यथाकामं द्विजोत्तम॥४४॥

તે પારધી હજુપણ મિથિલા નામની નગરીમા છે અને તે તમને ધર્મનો બોધ કરશે, માટે હે મહારાજ! તમને રુચે તો તમે ત્યા જાઓ તમારૂ કલ્યાણ થશે

अयुक्तमपि ते सर्वं क्षंतुमर्हस्यनिंदित ॥
स्त्रियो ह्यवध्याः सर्वेषा ये धर्ममभिवदंते ॥ ४५

પતિવ્રતા—હે મહારાજ! જે અયોગ્ય વચન તમારા આગળ હુ બોલી હોઉં તે ક્ષમા કરશો કારણ કે જેઓ પોતાના સદાચરણમા રહે છે તેઓથી મારા સરખી સ્ત્રીઓનો વધ થતો નથી જેમ તમે વિદ્વાન્ છો તેમ હું પણ પતિભક્તિથી તથા સદાચાર પાળવાથી પતિ-વ્રતા ગણાઉ છુ આ પ્રમાણે સતીના વચન સાભળી તે બ્રાહ્મણ તેને નીચે પ્રમાણે આશીર્વાદ આપી પોતાને સ્થાને જવા નિકળ્યો.

---

* કલ્યાણ

ब्राह्मण उवाच–

प्रीतोऽस्मि तव भद्रं ते गत क्रोध. सुशोभने।
उपालंभस्त्वया युक्तो मम निश्रेयसं परं ॥
*स्वस्ति तेऽस्तु गमिष्यामि साधयिष्यामि शो-
भने† ॥ ४६ ॥

કૌશિક બ્રાહ્મણ—હે સતિ! તારાં વચન સાભળી મારા મનનો ક્રોધ શાત પામ્યો છે, અને તારાપર ઘણોજ પ્રસન્ન થયો છુ તારૂ કલ્યાણ થાઓ. કારણ કે તારામા કોઈ પણ ખરાબ દોષ નથી. વળી તેં મારૂ કલ્યાણ કર્યું કે, પોતાની પતિસેવાનો ખરો ટેક રાખ્યો, કારણ કે સ્રીઓને જગતમાં પતિ સમાન બીજો ધર્મ નથી અને હુ મિથિલા નગરીમા જઈને મારૂ કામ સિદ્ધ કરીશ

* કલ્યાણ † સદાચાર પાળનારી

मार्कंडेय उवाच—
तमाविष्टः स निर्गम्य स्वमेव भवनं*ययौ ॥
विनिन्दन स स्वमात्मानं कौशिको द्विजस-
त्तम ॥ ४७ ॥

માર્કંડેય મુનિ—હે રાજા યુધિષ્ઠિર! તે કૌશિક નામનો બ્રાહ્મણ પતિવ્રતા સ્ત્રીપાસેથી રજા લઈ પોતાના નગર પ્રત્યે જવા નીકળ્યો અને પોતાના આત્માને તિરસ્કાર કરતો ચાલતો થયો. માટે એવી પતિવ્રતા સ્ત્રીઓએ પોતાના સ્વામી શિવાય બીજાની સાથે કુકર્મની ઇચ્છા રાખવી નહી આ કથામા કોઇને એવી શકા ઉત્પન્ન થશે કે, બ્રાહ્મણનો તિરસ્કાર કર્યો, પરતુ તેમ નહી માત્ર બ્રાહ્મણ વિદ્વાન્ હતો અને તે સ્ત્રીનો પતિભકિત વિષે કેવો પ્રેમ છે તે જોવાને આવો ક્રોધ કર્યો હતો માટે આ જગતમા જે પતિભકિત બરોબર કરશે,

* ઘર

તેના પોતાના મનોરથ સિદ્ધ થશે, અને આ લોક પરલોકનુ ઉત્તમ સુખ મળશે

ઇતિ શ્રી યુવતી સૌભાગ્યરત્ને દશમ કિરણમા પતિવ્રતા સ્ત્રી તથા કૌશિક બ્રાહ્મણનો સવાદ સમાપ્ત

---

# अनसूयाभ्युदय.

---

પ્રિય બ્હેનો ! દેવી દેવહૂતિના હૃદયદૈવત (પતિ) ભગવાન્ કર્દમ ઋષિને અનસૂયા એવે નામે એક દીકરી હતી તે સર્વે સતીજનોના મુગટનુ રત્ન હતાં ત્રણ લોકમા તેની કીર્તિ ફેલાઈ ગઈ હતી અને સ્વપ્નમા પણ તેને ઇર્ષ્યા ઉત્પન્ન થઈ ન હતી સાખ્યશાસ્ત્રને ઉદ્ધાર કરવા અવતાર લેનાર અને પોતાનાં વચનામૃતોની લ્હેરોની લીલાએ પવિત્ર થયેલા સર્વ સાખ્ય-શાસ્ત્રમા પવિત્ર અ તકરણવાળા ભગવાન્ કપિલદેવનુ તેણે સોદર્ય (ભાડુપણુ) શોભાવ્યુ હતુ સારાશ કે કપિલદેવજીના તે બ્હેન હતા એટલુજ નહિ પણ, નિરતર ઉપદેશના બળથી એક ભગવાન કર્દમ ઋષિના વહાલા સ્ત્રી દેવહૂ-તિને જ અપાર સસારના પારથી ઉદ્ધાર કરી, સ્ત્રીઓના ઉદ્ધારમા પોતાનુ બહુ સામર્થ્ય માન-

નારા પોતાના ભાઈ કપિલદેવને જાણે હસતા હોય નહિ, એમ સર્વ દેવતાઓને વર્ણવવા યોગ્ય, અને ત્રણે જગતની સ્ત્રીઓના ઉદ્ધારમા સમર્થ, એવા કોઈ જુદા જ પ્રકારના તેણે પવિત્ર ચરિત્રો કર્યાં હતા તેનુ પાણિગ્રહણ, જગતમા પ્રખ્યાત યશવાળા ભગવાન અત્રિઋષિએ કર્યું હતુ ત્રૈલોકયના માતા ભગવતી સતીએ પૂછાયેલ પરમેશ્વર ચદ્રમૌલિ સદાશિવે પણ તેને પતિવ્રતાઓની ગણુનામા પહેલા ગણ્યા હતા. કોઈ દિવસ વિચિત્ર ચરિત્રવાળા પરમ પવિત્ર અત્રિઋષિ કયાઈ પણ ગયા હશે, તે વખતે તેના સતીપણાની પરીક્ષામા અત કરણ હોવાથી હરિ, હર અને બ્રહ્માએ બ્રાહ્મણનો વેશ ધારણ કરી, પોતાના ચરણકમળની માળાવડે તેના આશ્રમની જગ્યાને શોભાવી હતી, તે સમયે આશ્રમમા પધારેલા ત્રણે દેવોને પોતાના સતીપણાના પ્રભાવથી, અત્યત સૌશીલ્યથી,

મન વચન કર્મ અને કાયાથી પોતાના હૃદયના ઈશ્વર અત્રિઋષિમાં ઈશ્વરબુદ્ધિથી, અને પોતાનો ધર્મ, કુળનો ધર્મ ને સત્કર્મ પાળવાની ચતુરાઈથી, છ છ માસના બાળકની અવસ્થામા કરી મૂકયા હતા, અને ત્યારપછી તેઓ તેના પુત્રોપણાને પામ્યા આ, તેની કીર્તિરૂપ ધ્વજા હોય નહિ જાણે ! તેમ મહાભારતના ધર્મરૂપ મહેલને શોભા આપનારી વિખ્યાત વાત આજસુધી સતીજનોના અને કુલવાન કન્યાઓના અત કરણોને ખે ચે છે

કોઈ એક સમયે સર્વ પાણીના નવાણો સુકાઈ ગયા, ને બધી વનસ્પતિના સઘળા સુકાઈને ખરી ગયેલા પાદડાથી જ ગલ અતિ જૂનુ અને ભયાનક જણાવા લાગ્યુ એવો જયારે દુ ખદાયક દુષ્કાળ આવી પડયો ત્યારે ફળ, મૂળ, પાદડાં, પુષ્પો અને પાણી પણ ન મળવાથી આકુળ અત.કરણે પોતાના ઈષ્ટદેવ

સદાશિવનુ સ્વરૂપ હૃદયમા ધારણ કરી સમા-
ધિમા મગ્ન થયેલા, અતિ વહાલા પોતાના
પ્રાણપતિની એક મન-વચન કર્મથી સેવા
કરતા ભૂખ, તરશ, ગ્લાનિ, મ્લાનિ, રોગ,
દુઃખ, વાયુ, વરસાદ એ આદિ કાઈ પણ
તેણે જાણ્યુ નહિ, અને પોતાના પ્રાણનાથના
ચરણારવિંદની સેવામા ઉત્પન્ન થયેલા હર્ષવડે
રાજી અંત:કરણથી અને પોતાના પ્રાણના-
થના પદકમલમા એકાગ્ર ચિત્તથી, આવા સે-
કડો દુકાળો પણ તેના જાણવામા આવ્યા નહિ

હવે એ સો દુકાળમા એક વર્ષ ઓછુ
હતું ત્યારે પોતાના પ્રાણનાથે સમાધિમાથી
જાગીને પાણી લાવવાને આજ્ઞા કરી, તે
માંથે ચડાવી ભેટ બાધી, હાથમા પોતાના
સ્વામિનાથનુ કમંડલુ લઈ ત્યાથી ઉતાવળા
ચાલ્યા, અને હજી થોડાએક દૂર ગયાં હશે,
તેટલામા કોઈ પૂર્વે નહિ દીઠેલા દેવી પાછ-

ળથી આવી બોલ્યા કે, 'અલિ! પ્રાણનાથના ચરણકમલના શરણવાળી પ્રિયસખિ અનસૂયા! તું કયા જાય છે? આ તારા કમલસરખા કોમળ ચરણને ફરીફરીને કયા સુધી મહેનત આપીશ? કોમળ અગવાળી વહાલી સખિ! આ તારા અતિ કોમળ અગને અત્યત તીક્ષ્ણ તડકાના તાપથી કેટલીકવાર કરમાવીશ? સાક્ષાત્ મૂર્તિમાન વિઘ્નરૂપ આ સામો આવતો દાવાનળનો સહવાસી પાપી પવન તને આડો પડી અટકાવે છે, તો પણ આગળ પગલા ભરવાને કેમ દોડે છે? આવી તે તારે શુ કરવાની આતુરતા છે? એ કાઈ મારાથી જણાતું નથી.

આટલુ સાભળી, પોતાના પ્રાણનાથને માટે પાણી લઈ જઈ પહોચાડવુ હતુ, માટે સામુ પણ જોયાવગર તે બોલ્યા કે 'પ્રિય બહેન! તમે કોણ છો? કયાથી આવો છો? શા કારણે આપનુ પધારવુ થયુ છે? એ કાઈ પણ હુ

જાણુતી નથી. તેમ તે જાણુવાને કે આપને ઓળખવાને, પ્રાણુનાથે પાણી લેવા માટે કરેલા હુકમમાં જોડાયેલાં આ માણુસને એવો વધારે વખત પણુ નથી, માટે જરા ક્ષમા કરો, અને હું હમણુા પાણી લઈ આવી આપનો સારી રીતે સત્કાર કરીશ ' આવા વાકયો સાભળી દેવી બોલ્યા કે, ' અરે પ્રિયસખિ ! આટલેથી ઘણુ થયુ હાલમાં મહા દુ ખદાયક સો દુકાળ ચાલેછે, તેથી સો સો યોજનસુધી પણુ પાણી મળી શકશે નહિ, માટે વૃથા શ્રમ શામાટે કરે છે ? ' આ બોલ સાભળ્યા કે ' અરે દૈવ ! હુ શુ કરૂં ? અરે હું કયાં જાઉં ? અરે હવે શા ઉપાયથી પ્રાણુનાથને માટે પાણી લાવુ ? અરે મંદભાગ્યવાળી ! હું આજ સો વર્ષે સમાધિમાથી જાગેલા મારા પરમેશ્વર પ્રાણુનાથને એક પાણીથી પણુ પ્રસન્ન કરવા સમર્થ થઈ નહિ !!! અરે આથી હવે બીજુ કયુ દુર્ભાગ્ય ? હે

ભગીરથ આદિ ભકતોના અભિલાષને પૂર-
નારા ભાગીરથિ ! હે સર્વ જનોને શરણુ દેનારા
નર્મદા ! હે દયામય અંતકરણુવાળા દેવી
યમુના ! હે પાપીઓના તાપ ને પાપ કાપનારા
તાપિ ! હે માતા સરસ્વતિ અને બીજી પવિત્ર
નદીઓ ! આ તમારી પુત્રી પોતાના પ્રાણુપતિની
આજ્ઞાથી પાણી લેવાને આવી, પણુ તે ન
મળવાથી તમ સર્વની પ્રાર્થના કરે છે કે, મને
મારા પ્રાણુનાથને માટે કૃપા કરી આ કમંડલુ
માત્ર જ પાણી આપો (મનમા) અરે આ
દુખદાયક સો દુકાળની પણુ મને ખબર પડી
નહિ !! હજી હમણાસુધી મારા સ્વામીનુ
કમંડલુ પાણીથી ભરેલું દેખાતુ હતું અને
આટલી જ વારમા ખાલી થઈ ગયુ, માટે આ
કોઈ આર્યપુત્ર પ્રાણુનાથના તપનો પ્રભાવ
હશે અરે ! કોઈ દિવસ નજરે પણુ નહિ
દીઠેલુ આ પાણી ન મળવાનુ દુખ પ્રાણુનાથને

તરશ લાગી, તેજ સમયે ક્યાથી આવ્યુ ? 'અરે દૈવ ! આ શુ ' એટલુ એકવાર બોલતા તરત જ મૂર્છા આવી જતા પડી ગઈ.

પછી મૂર્છા આવેલી જોઈ છાના રહેનારા દેવીએ, તેને એવી રીતે આજ્ઞા કરી કે, ' પ્રિય પુત્રિ અનુસૂયા ! તુ શામાટે શોક કરે છે ? હવે તુ અહિં એક ખાડો કર આ હુ તને મળવાને ઇચ્છા રાખનારી ભાગીરથી નામે ગગા છુ, અને મેજ તારી પાસે રહેવાની ઈચ્છાથી આટલીવારસુધી તારા પ્રિયપતિનુ કમડલુ પાણીથી પૂર્ણ રાખ્યુ હતુ માટે હવે હું પ્રસન્ન થઈ તારા પ્રાણપતિની તરશ મટાડવા અહિ ઉત્પન્ન થઈશ. '

તેણે ભાગીરથીના હર્ષ આપનારા વાક્યોથી પ્રસન્ન થઈ, તરતજ એક ખાડો કરી, તેમાથી પોતાનુ પાત્ર ગગાજળથી ભરી પ્રાર્થના કરી કે, ' માતા ભાગીરથી ! મારા પ્રાણનાથ

આપના સમાગમની વાત સાભળી કદી ન્હાવાની ઇચ્છા કરશો, માટે તેટલી વારસુધી આપ અહિં રહેશો, એવી આ તમારી પુત્રીની પ્રાર્થના છે ’

એ સાંભળીને દેવી બોલ્યા કે, ‘ દીકરી અનુસૂયા ! તારા સૌશિલ્યથી અને તારા પ્રાણુનાથની ઉપરના સીમાવગરના પ્રેમથી તેં મને વશ કરેલ છે તો પણ, જો તારૂ એક વર્ષનુ પતિની પૂજાનુ પુણ્ય આપે તો હું રહુ.’ આ ગ ગાનુ બોલવુ અ ગીકાર કરી તે પોતાના પ્રાણુનાથની પાસે ગયાં. અત્રિઋષિએ પણ એ પાણીનુ પાન કરીને પૂછ્યુ કે ‘પ્રિયા ! આ આપણા આશ્રમનુ પાણી નહિ આ તો સ સારના રોગને મટાડનારૂ ગ ગાનુ પાણી એ કયાથી લાવ્યા ?’ જોકે પ્રાણુનાથનો આવો પ્રશ્ન સાભળી પોતાનું માહાત્મ્ય કહેતા શરમ લાગી, તો પણ ‘ પ્રાણુનાથ ! આપના તપના પ્રતાપથીજ

અહિંથી થોડે દૂર ભગવતી ભાગીરથી પ્રગટ થયા છે ' એવી રીતે હાથ જોડીને તેણે પ્રાર્થના કરી.

અત્રિઋષિ, આશ્ચર્યકારક આવુ વાકય સાભળી, અતિ આનદે તરત ત્યા નહાવા સારૂ પધાર્યા અને ત્યા જઈ નાહ્યા પછી અત્યત સ્તુતિ કરી પોતાના આશ્રમમા સદા° કાળ રહેવાને પ્રાર્થના કરી. ભાગીરથીએ કહ્યુ કે ' જે અનસૂયા એક વર્ષનુ પોતાના પતિવ્રતપણાનુ પુણ્ય આપે, તે સર્વ ભૂતેશ્વર ભગવાન સદાશિવ તમારા પ્રસન્ન કરવાથી અહિ રહે તો મારે અનસૂયા પાસે રહેવા જેવુ બીજુ કાંઈ પ્રિય નથી '

અત્રિઋષિએ પણ તરત પ્રસન્ન થનારા પાર્વતીના પ્રાણનાથને પોતાના ઉગ્ર તપથી પ્રસન્ન કરી આશ્રમમા રાખ્યા, અને ભાગીરથીને પણ અનસૂયાનુ એક વર્ષનુ પતિવ્રત-

પણાનુ પુણ્ય આપી, પોતાના આશ્રમમા રાખ્યા. ( તે આજ પણ દક્ષિણમા અત્રીશ્વર અને અત્રિગગા એવે નામે પ્રસિદ્ધ છે અને હજી એ પાણી દુકાળમા પણ સુકાતુ નથી ) આવી રીતે પતિવ્રતપણાની પતાકા જેવી, તેની શોભા આપનારી વાત, શિવપુરાણમા સારી પેઠે પ્રખ્યાત છે

પ્રિય બ્હેનો ! તેજ અનસૂયા સતીને એક દિવસ ઈંદ્રાદિક દેવતાઓ આવી હાથ જોડી પ્રાર્થના કરવા લાગ્યા કે, " માતા અનસૂયા ! હવે તો તમેજ અમારૂ શરણ છો બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ પણ ' સતીજનોના શિરોમણિ અનસૂયા તમારા તાપને મટાડશે ' એમ કહ્યુ, તેથી અમે એ સર્વેનો ત્યાગ કરી શરણે આવી તમારા ચરણનો આશ્રય કર્યો છે, માટે જે હવે આપને ઉચિત હોય તે કરો. " એમ કહી બધા બોલતા બધ થઈ

ગયા ત્યારે અનસૂયા બોલ્યા કે, 'દેવતાઓ! તમારે આવડી શી આપત્તિ આવી પડી છે? તે તમે તરત કહો.' એવુ સાભળીને ઈંદ્રની આજ્ઞાથી દેવતાઓના ગુરુ બૃહસ્પતિ બોલવા લાગ્ય કે.—

"દેવિ! પ્રતિષ્ઠાન એવે નામે નગરમા ઉચા કુળમા ઉત્પન્ન થયેલા સોમશર્મા નામની સ તતિવિનાના બ્રાહ્મણને, જ્યારે વૃદ્ધ થયો ત્યારે, એકજ પુત્રી પ્રાપ્ત થઈ. તે છોકરીની માતા તેના જન્મ વખતે જ મરણ પામી, તેથી સોમશર્માએ ઈશ્વરેચ્છાથી આ ઉલટો ન્યાય જોઈ, ધીરજ ધારણ કરી, પોતાની છોકરીનુ પાચ વર્ષસુધી પાલન-પોષણ કર્યું. હવે એવું બન્યુ કે કોઈ દુઃખથી પણ સહન ન થાય એવા મહાકાળજ્વરની પીડાએ તેનુ શરીર અતિ શિથીલ થઈ ગયુ, તેથી દેહમાત્ર ભિન્ન પોતાના મિત્ર ચ દ્રચૂડને 'આ તારી

દીકરી છે ' એમ કહીને નર્મદા નામની પોતાની પુત્રી અર્પણ કરીને તરતજ કાળના યોગથી પુણ્યલોકને પામ્યો. ચ દ્રચૂડે પણ પોતાને સ તાન નહિ હોવાથી તેને દીકરાની પેઠે પાળીને મોટી કરી તે વેદ, શાસ્ત્ર, પુરાણ અને ઈતિહાસોની વિદ્યામા હુશિયાર, સ ગીતમા સ પૂર્ણ, અલ કારમા એકકો, સદાચરણમા સુઘડ, પુરાણમા પહેલી જનારી, આખ્યાયિકામા ખ્યાતિ પામનારી, યોગમા પાર પામનારી, સૌહાર્દનો હાર્દ જાણનારી, વેદમા વખાણવા લાયક, વાતમા વિસ્તાર યશવાળી, તપમા પ્રસિદ્ધ પ્રતાપવાળી થઈ તેની સદ્‌ગુણી અને સુદર સ્વભાવના જે જે વર શોધીને સગાઈ કરી, તે તે બધા એક એક વર્ષની અદર મરણ પામ્યા એમ જ્યારે તેના પાચ વર મરણ પામ્યા ત્યારે ચ દ્રચૂડનુ પણ આયુષ્ય પૂર્ણ થઈ રહ્યુ એવી રીતે જ્યારે માતાનુ મરણ થયુ, પિતાના પ્રાણ ગયા અને

પિતાની પેઠે પાળનાર પિતાના મિત્રનુ પણ મરણ થયુ, ત્યારે અતિ ઉદ્વેગથી તેણે તપ એ જ શરણરૂપ માની એવુ કર્યું કે, થોડાજ સમયમા એજ શરીરથી સ્વર્ગમા જવા સમર્થ થઈ, અને તેથી રોજ રોજ દેવસભામા આવીને વેદાતવાદ ચલાવવા માડયો એક દિવસ વેદાતવાદ કરતા ઘણો વખત વીતી જવાથી 'તમારા પ્રશ્નનો ઉત્તર આવતે દિવસે આપીશ ' એવુ મને કહી જઈને, થોડે દૂરથી પોતાના પ્રશ્નનો ઉત્તર કરવા ફરી દેવસભામા આવી તે સમયે તેને બેસવાને ઠેકાણે પવિત્રતા કરનારા પદાર્થો છાટાતા જોઈ 'આ તમે શુ કરો છો ?' એમ પૂછ્યુ કે તરતજ બે હાથ જોડી તેના પ્રભાવથી બ્હીતા બ્હીતા ઈદ્રે પ્રાર્થના કરી કે 'દેવી ! તમારા તપના પ્રભાવથી સ્વર્ગમા આવવુ એ કાઈ દુર્લભ નથી, તો પણ પોતાના પ્રાણનાથની સેવા કર્યા વિના પ્રમદાઓ

જપ, તપ સ્વાધ્યાય, ઈશ્વરપૂજન, દાન, ધ્યાન, દમ, શમ અને દયા આદિ હજારો કરે તોપણ તેઓ પવિત્ર થતી નથી માટે એવાજ કારણને લીધે આપના બેસવાથી અપવિત્ર થયેલા સ્થાનકને પવિત્ર કરીએ છીએ, તે આપે ક્ષમા કરવી દેવતાઓનો ઈંદ્ર, પતિ વિષેની બાબતમા આવી રીતે બોલ્યો ત્યારે કોઈ પૂર્વપુણ્યથી પ્રિયપતિના ચરણની સેવા મળવાની છે એમ નિશ્ચય કરી, દેવતાઓની સભાના મધ્યમા ગદગદ કંઠે અને આસુથી ઝાખી આખો કરતા તે એવી રીતે બોલી કે, ' દેવતાઓ ! મારા માબાપે મને જે જે વર શોધીને સગાઇ કરી, તે તે મારૂ પાણિગ્રહણ થયા પહેલાજ પરલોકમા પહોચી ગયા આ ઠેકાણે મારો શો અપરાધ ? શુ કરવુ ? અને કલ્યાણનો કયો ઉપાય ? અરે ! મને મ દભાગ્યવાળીને જ નિમિત્તરૂપ કરી બધા કામ પડતા મેલી

અધુરી આશાએ મરણ પામી તેઓ પાચે પ્રેતરાજાના પરોણા થયા ! ! ! માટે પાણિગ્રહણના આગ્રહથી ઘણુ થયુ હવે તો તપનોજ આશ્રય કરૂ એમ વિચારી તેવી રીતે કરવાનો આરભ કર્યો આ બધુ આપે સાભળ્યુ હવે જેમ કહો તેમ કરૂ ' દેવતાઓ બોલ્યા કે, ' ભગવતિ ! આમા કાઈ તમારો અપરાધ નથી, તોપણ પૃથ્વી ઉપર ત્રણ દિવસસુધી ' જે મારૂ પાણિગ્રહણ કરશે, તેની જીવનાસુધી મન-વચન કર્મથી એકરૂપ સદા આજ્ઞામા રહેનારી દાસી થઇશ ' એવી રીતે શેરીઓમા, ચઉટાઓમા અને રાજમાર્ગમા ઢઢેરો કરો અને જો પછી કોઈ તમને નહિ પરણે, તો પણ ન પરણવાના પાપથી મુકાઈ જશો, માટે તેમ કરવા આપ તન-મનથી પકકો પ્રયત્ન કરો '

આવી આજ્ઞા સાભળી કે, મન કરતા પણ અતિ વેગવાળા વેગની સાથે સ્વર્ગની સભા-

માથી પ્રતિષ્ઠાનપુરમાં આવી ઇદ્રની આજ્ઞા પ્રમાણે કરવાનો આરભ કર્યો

ગરબી

(કાન લ્યો કાનડને લ્યે કોઈ માધવ લ્યો, વેચતી વ્રજનારી )—એ રાગ

જન કોઈ સુણુજો આજ,
એક અરજ આ મારી.* ટેક
સેવિશ તેને હુ શુભ રીતે,
જો કોઇ પરણે પ્રીતે જન કોઈ૦ ૧
પ્રાણપ્રિય તે પ્યારા મારા,
મનમદિર રહેનારા. જન૦ ૨
પ્રેમે જે મુજનો કર લેશે,
દૈવત મારૂ એ છે જન૦ ૩
પૂજિશ મન વચને ને કાયે,
જે મારા પતિ થાયે. જન૦ ૪
દાસી થઈ સેવિશ શિર નામી,

---

* ભાષાતર કર્તાએ તેવીજ મતલબમા વધારો કરેલ છે

થાશે જે મુજ સ્વામી જન૦ ૫
છે અવતાર વૃથા નહિ છાનુ,
જપ તપ મિથ્યા માનુ જન૦ ૬
જે મુજના પ્રેમે પતિ થાશે,
જેથી દુખડા જાશે જન૦ ૭
એ પ્રિયપતિનુ રક્ષણ કરવા,
હાજર હુ છુ મરવા જન૦ ૮
માટે શુ વર્ણવવી વાણી,
હુ છુ દીન અજાણી જન૦ ૯

## પુષ્પિતાગ્રા છંદ.

પ્રતિઘર પ્રતિમાર્ગમા ફરે છે,
ફરિ ફરિ આમ પુકાર તે કરેછે,
પણ જન સહુ મૃત્યુરૂપ જાણી,
ગ્રહણ કરે નહિ કોઈ લોક વાણી

એવી રીતે પોકાર કરતા ત્રીજા દિવસની પાછલી ચાર ઘડી રાત માત્ર બાકી રહ્યાથી પાણિગ્રહણની આશાનો નાશ થયો, તોપણ

તે સમયે શહેરની બહાર નીકળીને, એક કોઈ બહેરાના ટોળાના બોલથી કોલાહલવાળી, એકતરફ પોતાના બાળકોને દ્રઢ અભ્યાસ સારૂ મોટા વૈદ્યોએ ભેળા કરેલા વાત, પિત્ત, કફ, સન્નિપાત ને આગંતુક એવા મૂર્તિમાન્ તાવ હોય નહિ જાણે ! તેવા તે તે તાવોએ પીડાયેલા પુરુષોથી પૂરાયલી, એકતરફ સંગ્રહણીવાળાથી, એકતરફ અતિસારવાળાથી, એકતરફ શૂળવાળાથી, એકતરફ વાતપિત્તવાળાથી, એકતરફ અર્ષની પીડાએ નાશ પામેલા હર્ષવાળાથી, એક તરફ વિવિધપ્રકારના વ્રણવાળાથી, કોઈ તરફ કંઠમાળવાળાથી અને કોઈ તરફ કીડા પડેલા આદિ હજારો અને લાખો રોગવાળાથી રોકાયલી, કાલાઓ જેમા કલકલાટ કરેછે, આંધળાઓ જેમા આથડેછે, બહેરાઓ જેમાં બરાડા પાડેછે, પાંગળાઓ જેમા પડયા કરેછે, પાનકો જેમા પીવાય છે, અવલેહો

જેમાં ચટાય છે, આસવો જેમા ખેચાય છે, કવાથો જેમા કઢાય છે, લેપો જેમા લઢાય છે અને ગોળીઓ જેમા ગણાય છે, એવી દરદી લોકોની દવાશાળાપાસે જઈ પ્રથમની પેઠે પુકાર કર્યો કે, તરતજ એક રાજયક્ષ્મા ( ક્ષય ) ની રાજધાનીરૂપ, વ્રણુના આવાસરૂપ, સર્વ રોગના સ સ્થાનરૂપ, અતિ તીક્ષ્ણ હલાહલ-સરખા પ્રાણુહર પદાર્થોને પણ પાછળ મૂકનારા બાણુસરખા તીક્ષ્ણ દુર્વચનોનુ ઉત્પત્તિસ્થાન, આધિવ્યાધિના આધારરૂપ, ધર્મના ઢાકણુરૂપ, દુ શીલની સીમારૂપ, કૂબડામા કલ કીરૂપ, કોઢની કાયારૂપ, પરૂ અને લોહિની નદીને ઉત્પન્ન કરનારા પર્વતરૂપ, ક્રોધના સુવાના મહેલરૂપ, લોભના લીલા કરવાના ભુવનરૂપ, મદના ઘરરૂપ, મોહની જન્મભૂમિરૂપ અને મત્સરના ક્રીડાસરોવરરૂપ, કૌશિક એવે નામે બ્રાહ્મણ બોલ્યો કે, ' અરે બીકણુ સ્ત્રી ! જો

એમ હોય તો તારા પાણિગ્રહણમાં ઈચ્છાવાળો આ માણસ છે '

એવુ એનુ અમૃતતુલ્ય વચન સાભળ્યુ કે, તરત તે બ્રાહ્મણને બોલાવી, ઉપર કહેલી અવસ્થાવાળા તેના અવયવોમા સુગ ન લાવી, લોકોની હાસીને વાસે મૂકી, રોગ ઉડવાની શંકાને ન ગણી, શહેરના વાદને ન સાભળી, હેતુજનોની આજ્ઞાનુ ઉલ્લંઘન કરી, અતિ આનદે તેની સાથે વિવાહ કર્યો ત્યારપછી—

## પુષ્પિતાગ્રા છંદ

પ્રભુસમ પતિને સદા ભજીને,
અતિશય નિર્મલ સદ્‌ગુણો સજીને,
ક્ષણ નહિ અસતીનિ બેઠકોમા,
ગઇ, થઇ શ્રેષ્ઠ સતી સતીજનોમા. ૧

અતિશય પરૂ–લોહિનાજ રેલા
કરતિ કરેકરિ દૂર ઊતરેલા,

તદપિ સુગ થતું નહિ સતીને,
વિનયવતી નહિ નિંદતી પતિને. ૨

એમ મર્દન કરવું, પગે લાગી પગ ચાપવા, નવરાવવુ, આસન આપવુ, જમાડવું, પરૂ, લોહી, મળ, મૂત્ર અને પુરિશને સાફ કરવુ, અને તેની મરજી પ્રમાણે વર્ત્તવુ, એ સર્વ કરિવાથી તેણે રાત કે દિવસ કાંઈ જાણ્યુ નહિ તેને તેનો પતિ અતિ તીક્ષ્ણ કોપથી અને અતિ કઠણ નિર્દય સ્વભાવથી, દિવસે દિવસે, પહોરે પહોરે, ઘડીએ ઘડીએ કદી મારે, તરછોડે, કે અપમાન કરે, તો પણ પ્રેમથી, સરલ સ્વભાવથી, વિવેકથી અને ભકિતથી હસતે મુખે પ્રણામપૂર્વક હાથ જોડીને, 'પ્રાણનાથ! હૃદયદૈવત! જીવિતેશ્વર! આ તમારા ચરણકમલની ગુણહીન દીન દાસી અનેક કામમા દિવસે દિવસે, ક્ષણે ક્ષણે, વિશેષ તો શુ પણ પળે પળે પણ આપના અપરાધમાં પડેલીજ

છે, માટે આપની એક કૃપારૂપ જીવનનો જ જેને આધાર છે અને આપ જ જેના નાથ છો, એવી આ આપના ચરણકમલની દાસીના હજારો અપરાધ માફ કરો શુ આપનુ પ્રિય કરૂ, કેવી રીતે આપની સેવા કરૂ, કઈ રીતે આપને અનુસરૂ, કયો માર્ગ આપને વહાલો છે, કયા ધર્મમા આપને ઈચ્છા છે, કયા આપને પ્રીતિ છે, કયા અપ્રીતિ છે, અને કેવી રીતે વર્ત્તવાથી પ્રાણનાથ મારાપર પ્રસન્ન થશો, એ આપ આજ્ઞા કરો તેમ કરૂ ’ એ રીતે વચનામૃતોથી પોતાના પતિનો પ્રેમથી રોષ ઉતારતી હતી ઘણુ તો શુ, પણ જેના સ્મરણથી સર્વ સજ્જનોને ઉદ્વેગ થાય એવા અતિ તીક્ષ્ણ કઠણ વાક્યોથી કદી વઢે, તો પણ ‘ હે મારા પ્રાણના આધાર પરમેશ્વર ! પ્રાણૈકબંધુ ! પરમપ્રિય પ્રાણનાથ ! આ આપની દીન દાસી ઉપર દયા કરો ’ એટલા આદરના

બોલ શિવાય બીજુ કાંઈપણ બોલતી નહિ

એક દહાડો પોતાની સ્ત્રી નર્મદાને કૌશિક બ્રાહ્મણે કહ્યુ કે 'હે પ્રિયા! મારા જન્મથી માડીને મેં નહિ કર્યુ હોય એવુ એકે પાપ પૃથ્વીના પડ ઉપર મારા જોવામા આવતુ નથી, માટે તારા સમાગમે ઉત્પન્ન થયેલા જ્ઞાનથી સર્વ પાપીઓને પાવન કરનારી ભાગીરથીના તીર્થવિના બીજુ કાંઈપણ હુ શરણરૂપ દેખતો નથી તેથી કોઈ પણ પ્રકારે મને સપૂર્ણ તીર્થયાત્રા કરાવ ' એવુ એનુ વાક્ય સાભળતા પોતાના પ્રાણનાથની આજ્ઞા માથે ચડાવી, ભેટ બાધી, પોતાના હૃદયદવત પતિને ખભે ઉપાડી એકેકા પુણ્યતીર્થમા ફરવાનો આરભ કર્યો, અને થોડા દિવસમા સર્વ તીર્થો ફરીને પાછી પ્રતિષ્ઠાનપુર પાસે આવી પહોચી તે ઠેકાણે ચોરીના ખોટા અપવાદથી શૂળીએ ચઢાવેલા, તપના નિધાન, અતિ દુખિયા

માડવ્ય મુનિને અધારામાં અજાણુતાં પોતાના પતિના પગનો સ્પર્શ થયો તે વખતે તેના પગના સ્પર્શથી પીડાયલા મુનિમંડળના મુકુટ-રૂપ માડવ્ય મુનિએ એવી રીતે શાપ આપ્યો કે 'હુ આવા દુખમા છતા મને પગથી સ્પર્શ કરનાર, સૂર્યના ઉદયની વખતે સૂર્યના પુત્ર યમરાજાને ઘેર અતિથિપણાને પામશે ' (અર્થાત્ મરી જશે ) અપ્રતિક્રિયાવગરનો વજ્ર સરખો તીક્ષ્ણ શાપ સાભળી પતિના પદમા એક દૈવતવાળી નર્મદાની આખમાથી આસુ પડવા માડયા, હજારો સતાપ મનમા ઉઠવા લાગ્યા, અને બોલી કે, ' હે ત્રિલોકીના સાક્ષી ! લોકબધુ વેદમૂર્તિ, સજ્ઞા અને છાયા દેવીના હૃદયના દૈવત દેવ દિનમણિ સૂર્યનારાયણ ! જો આ તમારી પુત્રી જન્મથી માડીને પોતાના પ્રાણનાથનેજ પરમ દૈવત જાણતી હોય, તેને જ ઈશ્વરબુદ્ધિથી પૂજતી હોય, અને

તેને જ સ સારમાં સર્વસ્વરૂપ માનતી હોય તો ઉદયગિરિ ઉપર આપ ઉગશો નહિ ' હે દેવી અનસૂયા! ' પોતાના નાથની પ્રેમથી પૂર્ણ હૃદયે પૂજા કરનારી સતીએ એવી રીતે કહ્યુ છે, ત્યારથી તેના પતિવ્રતપણાના પ્રભાવથી એ જ બીકનેલીધે આજ દિવસસુધી સૂર્યનારાયણ ઉગી શકતા નથી. એટલું જ અમારે દુ ખ છે. હવે તે સાભળી આપ કહો તે ખરૂ '

એમ કહીને બૃહસ્પતિ નીચે બેસી ગયા પછી અનસૂયા બોલ્યા કે, ' તમે જરા પણ ડરશો નહિ હમણા જ પતિના પદમા પ્રેમ બ ધાવાથી પ્રતાપી થયેલી પતિવ્રતાને તેની ઇચ્છાપ્રમાણે તેને ખુશી કરી તમારૂં સર્વનુ સૂર્યોદયનુ દુ ખ મટાડીશ ' એમ કહીને ત્રિલોકીમા પ્રસિદ્ધ, પતિવ્રતપણાના પ્રભાવમા વિખ્યાત અનસૂયા, તે જ ક્ષણે પ્રતિષ્ઠાનપુરમા રહેનારા કૌશિકને ઘેર ગયા અ કારથી જ

અનુમાનમા આવતાં, પતિવ્રતપણાના પ્રભાવવાળા, અતિ શોભાયમાન સ્વરૂપવાળા અને દૂરથી પોતાને ઘેર આવતા અનસૂયાને જોઈ ઉભા થઈને પોતાના પ્રાણુનાથના ચરણુના શરણુવાળા નર્મદા, કેટલાએક પગલા આગળ જઈ પ્રેમથી પગે લાગ્યા પછી પ્રણામ કરેલા નર્મદાને, પતિવ્રતાના કુળમા ભૂષણુરૂપ અનસૂયા કહેવા લાગ્યા કે, 'પ્રાણુનાથને પ્રસન્ન કરનારી પુત્રી નર્મદા ! તુ કુશળ છે ? તારો સર્વ કલ્યાણુના ઉદયની સિદ્ધિના મૂળરૂપ ધર્મ તો કુશળ છે ? તારા પ્રાણુનાથના મુખચદ્રના દર્શનથી તુ આનદમા છે ? અને પોતાના પ્રાણુપતિને દેવતાઓ કરતા પણુ અધિક માન આપે છે ? પુત્રી ! પતિપદની પૂજા, એ જ સત્કુળમા ઉત્પન્ન થનારી સતીઓનુ સર્વસ્વ છે જોને હુ સરખી પણ મારા પ્રાણનાથના ચરણકમલની પૂજાથી, સર્વ દેવતા, અસુર, મુનિ,

નર, નાગ, સિદ્ધ, ગંધર્વ આદિ જાતિઓથી ભરેલા જગતને વદવા યોગ્ય સતીપણાને પામી છુ પ્રમદારૂપ પરમાણુઓ આ સસારમા ઘણા થશે, થાય છે અને થઈ ગયા છે, પરતુ પોતાના હૃદયવલ્લભના પદપલ્લવની પૂજાથી પ્રાપ્ત થયેલ કલ્યાણાના ઉદયવાળા, ત્રણે ભુવનમા વિખ્યાત કીર્તિવાળા, અને ત્રણે ભુવનને શોભાવનીરા તારા સરખા સ્રીરૂપ રત્નો થોડા જ જેને પતિ એજ પરમ દૈવત છે, તેના વચનો એ જ શાસ્ત્ર છે, તેના પગની પૂજા એજ સર્વસ્વ છે, સદ્‌ગુણો એ જ આભૂષણો છે સાસુ–સસરો એ જ જેને તીર્થ છે, પોતાના પતિના ગુરુજનો એ જ જેને પૂજવા લાયક છે, નણુદો એ જ જેને બેહેનો છે, દીયરો એજ જેને દીકરા છે, દીયરની સ્રીઓ એજ જેને દીકરીઓ છે, શીલ એજ જેને ધન છે, પતિવ્રતા સતીઓ એજ જેને સખીઓ છે, જે એક મન વચન કર્મ ને

કાયાથી પરમેશ્વરની પેઠે પ્રાણનાથને પૂજે છે, પોતાના પ્રાણત્યાગ સુધી પણ પ્રાણનાથનુ હિત કરે છે, પોતાના સ્વામી આગળ પોતાનુ મરણ પણ મગળરૂપ માને છે, પતિના ચરણની પૂજામા જ તૃષ્ણા રાખે છે, તેનુ મુખ જોવામા જ વ્યસન વધારે છે, તેના ગુણ સાભળવામાં જ ઇચ્છા ધરે છે, તેના ગુણના વર્ણનમા જ વાચાળ થાય છે, અને જે સર્વ સદ્‌ગુણ હીન હોય, સર્વ દુર્ગુણમા લીન હોય અને દીન હોય તો પણ પોતાના પતિને મનથી પણ અવગણના કરતી નથી, અને એકાતમા પણ 'પ્રાણનાથ' આ તમારી ગુણહીન દુર્ગુણમા લીન, દીન દાસી યથામતિ જે કાઇ વિનતિ કરે છે, તે ક્ષણ એક સાવધાન થઈ સાભળશો એવી આશા છે જે આપે હમણા આદર્યુ છે, તે શુ આપના કુળને અનુકૂળ છે, શુ તમારા પૂર્વજોની પુણ્યકીર્તિને ઉચિત છે,

શુ તમારા વશની પ્રતિષ્ઠાને યોગ્ય છે, કે શુ મોટા વશરૂપ તળાવના હસરૂપ આપને જ તેમ ગમતું છે? જરા મનથી વિચાર કરો કે ઉચા કુળમા ઉત્પન્ન થઈ આપ જ જ્યારે કોઈપણ કારણથી મહાજનોએ ચલાવેલો, પ્રથમ થયેલા દયાવાન્ પુરુષોએ મૂકેલી સચ્ચરિત્રરૂપ કલ્પવૃક્ષની માળાથી સર્વ તાપને હરનારો, પગલે પગલે શોભીતા શાસ્ત્રરૂપી સુધાના સરોવરવાળો, નજીકમા માર્ગથી થાકેલા સર્વ લોકોને રહેવા લાયક, બ્રહ્મા વિષ્ણુ ને મહાદેવના ચરણની ધર્મશાળાવાળો, તડકા વગરનો, ઉદ્વેગ વિનાનો, જેમા ચોરોની શકા નથી, જેમા કલ્યાણરૂપ પાણી છે, જેમા કલ્યાણરૂપ છાયા છે, અને કલ્યાણરૂપ જેનો વાસ છે, એવા સારા માર્ગને મેલી દઈને છાયાવગરના, કાટાવાળા, ચોરોની બીકવાળા, વિદ્વાનોએ ત્યાગ કરેલા, નીચ લોકોને સેવવા લાયક, અને પાણીવિનાના અવળા માર્ગમા

જ્યારે પ્રીતિવાળા થશો, ત્યારે વિદ્વત્તા છેત રાણી, કુલીનતા હણાણી, શાસ્ત્રના ઉપદેશો વ્યર્થ થયા, અને ગુરુના પ્રસાદો પણ નિષ્ફળ ગયા જ્યારે આમ થશે ત્યારે બીજા કોણ વિદ્વાન છે, કોણ બીજા કુળવાન્ છે, કોણ બીજા વેદ શાસ્ત્ર ને પુરાણને જાણે છે અને કોણ બીજા ગુરુના અત્યંત પ્રસાદથી સંપૂર્ણ તમારા સરખા છે, કે લોકોમાં વખાણવા લાયક સન્માર્ગમા પ્રીતિ વાળા થશો વ્હાલાનાથ! જ્યારે ઘણા જન્મે દુર્લભ મનુષ્ય દેહ પામીને વિશ્વના હિતરૂપ, વિશ્વના સુખરૂપ, અને વિશ્વના ઉપકાર કરવામા ચતુર સન્માર્ગનો આશ્રય નહિ કરીએ ત્યારે શુ જન્મથી, શુ જીવિતથી, શુ ધનથી, શુ ધામથી, શુ ગુણથી અને શુ નામથી? એ બધા નિષ્ફળ' એ રીતે સ્નેહથી, સરળતાથી, હાથ જોડી પ્રેમસહિત, ઘણા અર્થવાળા કોમળ અને સરળ વાકયોથી, ઘણી પ્રાર્થનાએ પ્રાણના-

થને સારા માર્ગમા લાવે છે, તો પણ મનમા જરાએ અભિમાન લાવતી નથી, તેમ જ સાસુસસરાને જેણે તીર્થરૂપ કરેલ છે, પોતાના પ્રાણનાથના આર્યભાઇઓને જેણે પિતારૂપ કરેલ છે, દીયરોને જેણે દીકરારૂપ કરેલ છે, નણદોને જેણે પુત્રી પ્રમાણે રાખેલ છે, અને પોતાના પ્રાણનાથ જેને દૈવત છે, તે જ સતી, તે જ પતિવ્રતા, તે જ કુલવાન્ કન્યા, તેણે જ બેય કુળનો ઉદ્ધાર કર્યો, તેણે જ સારરહિત સસારને સારરૂપ કર્યો, તેણે જ આ પૃથ્વીને પવિત્ર કરી અને તેણે જ મનુષ્યલોક દેવતાઓને વખાણવા યોગ્ય કર્યો પ્રિયસખિ નર્મદા ! તુ પણ તેવી સતીઓમા પ્રથમ થઇ છે પોતાના પ્રાણનાથના ચરણકમલમા બાધેલા સીમા વગરના સ્વાભાવિક નિરુપમ પ્રેમથી, કોને કોને વદવા યોગ્ય નથી, કોને માનવા યોગ્ય નથી, કોને વખાણવા યોગ્ય શીલવાળી નથી, કોને

ઇચ્છા કરવા યોગ્ય આચારવાળી નથી, કોને પૂજવા યોગ્ય ચરણુવાળી નથી, કોને વર્ણવવા યોગ્ય વૃત્તાતવાળી નથી, અને કોને પ્રાર્થના કરવા યોગ્ય પ્રસાદવાળી નથી? એમ કહી ત્રિલોકીનો આપત્તિથી ઉદ્ધાર કરવામા ધુરધર અનસૂયા બોલતા રહી ગયા, ત્યારે પોતાના વખાણુ સાભળી શરમાયેલા નર્મદા નીચુ મો કરી હળવેથી બોલ્યા કે, 'માતા! સર્વ જગતના જનની! પોતાના શુદ્ધ પાતિવ્રત્યના પ્રભાવથી ત્રિલોકીને પવિત્ર કરનારા ભગવતી અનસૂયા! આપ જેવા સતીજનોના ચરણુની રજરૂપ આ દાસીને શુ આવી રીતે ઉચી ચઢાવો છો? આપ સરખા ચૌદે ભુવનના આભૂષણરૂપ, સદાચરણુવાળા, સતીજનોમા બેસવાને, બોલવાને, પૂછવાને અને પ્રત્યુત્તર કરવાને આ બિચારી* કોણુ માત્ર છે?

* નર્મદા પોતાની હલકાઈ બતાવવા 'આ બિચારી' એવુ કહે છે

બીજુ તો પછી, પણ પ્રથમ આપનાં ચરણ-કમલને જોવાનો પણ આ તમારી દાસીને અધિકાર નથી, માટે આજ મારા કયા સત્કર્મથી કરુણાવાળા દેવીએ દર્શન દઈ આ દાસી ઉપર અનુગ્રહ કર્યો ? એ હું જાણુતી નથી અથવા કારણ વગર જણાતી વાત્સલ્યવાળા આપનુ નિમિત્તવગરનુ સ્વાભાવિક ઉત્તમ દયાળુપણુ, એજ એક આ ઠેકાણે કારણ જણાય છે માતા ! આપના ચરણકમલના દર્શનથી મારૂ આ જન્મ અને જીવિત સફળ થયુ સુર, અસુર, સિદ્ધ, ગધર્વ અને નાગની નારીઓને જેનુ દર્શન દુર્લભ છે, દેવતા, સિદ્ધ અને મુનિના મડળને વદવા યોગ્ય જેનુ પાણી છે, સર્વ પતિત લોકોને જે પાવન કર-નારી છે અને જેના મોટા તરગો છે, એવી ગગા, યમુના, સરસ્વતી અને નર્મદા, આદિ પવિત્ર નદીઓ પણ જેને મળવાની ઈચ્છા

રાખે છે, એવા આપ ભગવતી મારૂં ઘર શોભાવો છો, એથી બીજો મારા ભાગ્યનો વૈભવ શું વર્ણવું? એથી બીજું શું આનંદ દેનારૂં છે? એથી બીજું શું સ્વર્ગમાં સારૂં છે? હું જાણું છું કે, આજ મારા પૂર્વજન્મમાં વાવેલા પુણ્યરૂપ પારિજાતકના વૃક્ષ પ્રફુલ્લિત થયા અને આ ઘણા કાળથી કરેલી પ્રાર્થના-થની પૂજારૂપ મંજરી ફળવાળી થઈ. અથવા દીન દાસી ઉપર બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ આદિ દેવતાઓ પ્રસન્ન થયા કે આપના આજ દર્શન થયા દેવિ! દર્શનથી જ જેણે જીવિતનું ફળ આપેલ છે, પ્રથમ પધારી જેણે ઘર પવિત્ર કરેલ છે, સારો ઉપદેશ દેવાથી જેણે આ લોક અને પરલોકના કલ્યાણની સંપત્તિ આપેલ છે, એવા આપ ભગવતીની હું શું પ્રતિ ક્રિયા કરૂં? અસુર અને દેવતાઓની સ્ત્રીઓના મુકુટોથી પૂજાયલા પદકમળવાળાને હું શું

પૂજન કરૂ ? બૃહસ્પતિ અને શુક્રાચાર્યઆદિ મોટા મુનિઓએ સ્તુતિ કરેલાને હુ શુ સ્તુતિ કરૂ ? વ્યાસ અને વાલ્મીકિ આદિ કવિઓએ વર્ણવવા યોગ્ય પુણ્યચરિત્રવાળાને હુ શુ વર્ણવુ ? એ રીતે ઘણી વારથી વિચાર કરૂ છુ, તોપણ આપને પૂજવાને, સ્તુતિ કરવાને અને વર્ણન કરવાને પાર પામતી નથી, માટે વારવાર પ્રણામરૂપી પુષ્પોની માળા અર્પણ કરૂ છુ એ જ મારૂ પૂજા કરવાનુ સામર્થ્ય છે દેવિ ! આપનુ દર્શન થયુ ત્યારથી આ દાસી વેચાયેલ હૃદયવાળી છે એમ જાણવુ આપ જો મારા યોગ્ય આજ્ઞા કરી અનુગ્રહ કરશો તો મારા સરખી બીજી કોઇ પણ ત્રણે ભુવનમા ભાગ્યશાળી થશે નહિ' એમ કહેતા હાથ જોડી ઉભેલાં નર્મદાને બૃહસ્પતિની પ્રાર્થનાને પૂર્ણ કરવાને ભગવતી અનુસૂયા બોલ્યા કે 'પુત્રિ ! અતિ મહેનતથી ઘણુ થયુ જો કદિ મારા

કરેલા ઉપકારનો પ્રત્યુપકાર એટલે ઉપકારનો બદલો કરવાને ઇચ્છતી હો, જો મારી આવવાની મહેનત સફળ કરવા ચાહતી હો, અથવા મને પ્રસન્ન કરવાને ચાહતી હો તો આ એક જ સહેલો ઉપાય છે —

પુષ્પિતાગ્રા છંદ

સુરજ ઉદય થાય આલિ આજે,
પ્રિયસખિ! અસ્ત કરેલ નાથકાજે,
દિન ઉદય વિના દુખી ત્રિલોકી,
અતિશય રાજિ થજે સુખે* વિલોકી.

પુત્રિ! એ જ મારી પૂજા છે, એ જ મારો સત્કાર છે અને એજ મારા ઉપકારનો બદલો છે કે, જેથી સૂર્યના ઉદયવિના આ પ્રાણીઓને ઉત્પન્ન થયેલા તાપની શાંતિ થશે ' એ અનસૂયાના વાક્યો સાંભળી નર્મદા બોલ્યાં કે, 'દેવિ! માંડવ્યમુનિના શાપથી મારા પતિનું

* સુખમાં

અમંગળ* થાય તેમ હતું, તેથી મેં સૂર્યદેવને ઉગતા અટકાવ્યા છે, હવે જે આપ કહો તે મારે પ્રમાણ છે.' નર્મદાના એ વચનો સાભળી ફરીને અનસૂયા બોલ્યા કે, 'પુત્રિ ! એવી મોટી આપત્તિને પણ અંગીકાર કરી ત્રણે લોકોના ઉદ્ધારમા ઉદ્યમ કરનારી થઈશ, તેથી તને કાઈપણ આપત્તિ આવશે નહિ ને કદી આવશે તો મારા પતિપાદની પૂજાના પ્રભાવથી તારા પ્રાણનાથને જીવતા કરીશ, એમ તું નિશ્ચય જાણ ત્રિલોકીના નયનરૂપ, કમળના કુળની મિત્રાઈ રાખનાર અને ત્રિલોકીની તંદ્રાને હરનાર સૂર્યદેવને હવે ઉગવા દે, એવી મારી આજ્ઞા છે.' એવી રીતે આજ્ઞા કરી કે, તરતજ ઉંચુ જોઈ હાથ જોડી નર્મદા સ્તુતિ કરવા લાગી કે, 'હે ત્રિભુવનના શિરોમણિ ! હે ભગવાન્ દિનમણિ ! હે સર્વ લોકના સાક્ષી !

* મરણ

હે દીનબંધુ! હે અનાથના નાથ! આપ આ મારી દીન અનાથની પણ પ્રાર્થના સાભળીને આજસુધી મારા પ્રાણનાથના પ્રાણની રક્ષા કરવામાટે ઉગ્યા નહિ, એ આપ ત્રણે વેદમા વિખ્યાત કીર્તિવાળા ભગવાનના હદવગરના દયાળુપણાનુ વર્ણન કરવા હુ બિચારી કોણ માત્ર! હમણા એટલી જ પ્રાર્થના કરૂ છુ કે, ત્રણે ભુવનના અભયનેમાટે ફરીને હવે આપ ઉદય થાઓ' એવુ બોલી પ્રણામ કર્યા કે, તરત જ તે સમયે,—

પુષ્પિતાગ્રા ૭૬

અભય કર સદૈવ સૂર્ય સૌને,
ઉદય થયા ઉદયાચળે જ જેવા,
તરત તિમિર સાથ કૌશિકે તે,
નિજ પ્રિયપ્રાણ તજ્યા તમામ તેવા.

આ સમયે પોતાના પ્રાણપતિને પ્રાણવગરના જોઈ 'હા નાથ! હા હૃદયદયિત! હા

જીવિતેશ્વર! મારો ત્યાગ કરીને આપ એકલા ક્યા પધારો છો? જરા વાર રોકાઓ હુ હમણાજ આપની સાથે આવુ છુ' એમ નર્મદાએ દયા ઉપજાવે એવી રીતે અત્યત વિલાપ કરવા માડયો ત્યારે અનસૂયા દેવી ધારણા આપી તેનો હાથ ઝાલી બોલ્યા કે, પ્રિયે પુત્રિ! બીજા જપ તપ આદિ કર્મોથી તો શુ, પણ મારા પ્રાણનાથની પૂજાના પ્રતાપથી જો મને કાઈ પણ બળ મળેલુ છે તો હમણા જ તુ તારા પતિને સજીવન દેખીશ, માટે શોક નહી કર' એવી રીતે તેને શાત પાડી બોલ્યાં કે, 'જો રૂપથી, શીલથી, બુદ્ધિથી અને વાણીની મીઠાશથી મારા પ્રાણનાથને પ્રસન્ન રાખ્યા હોય તો એ જ મારા સત્યથી આ બ્રાહ્મણ યુવાન અને રોગરહિત બની જીવતો થઈ તેની સ્ત્રીની સાથે હજારો વર્ષ સુધી સુખ ભોગવો જો મારા સ્વામીને જ એક દૈવત માનતી હોઉ તો

ફરીને આ બ્રાહ્મણ રોગરહિત જીવતો થાઓ. જો મન, વચન અને કર્મથી મારા પતિની પૂજામા પ્રેમથી ઉદ્યમ કરતી હોઉ તો આ બ્રાહ્મણ સજીવન થાઓ ' એવા અનસૂયાના અત કરણના પ્રતિજ્ઞાના વાકયોથી તે કૌશિક બ્રાહ્મણ ચળકતા સોના જેવી કાતિવાળો, અતિ શોભાયમાન, તરૂણવયવાળો, પોતાની કાતિથી જીવનને શોભાવતો, અનસૂયાદેવીના ચરણકમળમા ભમરાની પેઠે આવીને પડયો તરત જ, 'દીકરા! ઘર, બાર, પુત્ર, કલત્ર અને મિત્રાદિકના સુખ ભોગવતો નિરતર જીવતો રહે.' એવી રીતે તેણે આશીર્વાદ આપ્યો. ત્યાર પછી પારિજાતના પુષ્પોની વૃષ્ટિ કરી પગે લાગતા દેવતાઓ બોલ્યા કે, 'માતા! આપે અમારો બહુ ઉપકાર કર્યો માટે વરદાન માગો. આવુ સાભળી અનુસૂયા બોલ્યા કે---

## અનુષ્ટુપ્

બ્રહ્મા આદિ બધા દેવો, જો પ્રસન્ન થયા મને,
તેમ જો 'વર' દેવાને, યોગ્ય હુ સહુને મને.
હરિ, હર અને બ્રહ્મા, પુત્ર તો થાય માહરે,
યોગ્ય પામુ પતિ સાથે, કલેશની મુક્તિ કાજરે.

એવી રીતે વરદાન માગ્યુ અને બ્રહ્માદિક દેવતાઓ તેની માગણી પ્રમાણે પુત્રપણુ અગી-કાર કર્યું, એમ વર્ણન કરનારા મહામુનિ માર્કંડેયે શુ શુ અનસૂયાના માહાત્મ્યનુ વર્ણન નથી કર્યું ?

આ ઠેકાણે આપ મારી બહેનોજ વિચાર કરો કે કયા એ અતિ નિંદવાલાયક વિષકન્યા-પણુ ! અને કયાં સર્વ લોકની સતીઓના મુકુ-ટરૂપ ગુણવાળા અનસૂયાએ પણ વખાણવા યોગ્ય પતિવ્રતાપણું ! નર્મદા, જો એ પતિચલ પોતાના પતિની પૂજા ન કરત તો જપ, તપ, સ્વાધ્યાય, ઈશ્વરપૂજન, દાન, ધ્યાન, દયા, દમ

અને શમ એ આદિ હજારો ઉપાય કરત, તો પણ પુણ્યકીર્તિના પાત્રપણાને પામત નહિ, એમ નિશ્ચય જણાય છે

ભગવતી અનસૂયાએ પણ પોતાના પ્રાણનાથના પદની પૂજાથી કેવા કેવા ઉદયો મેળવ્યા છે તે તમે સાભળ્યુ, અને અનસૂયાએ જેમ જેમ પોતાના પ્રાણનાથના પદકમળની પૂજા કરી, તેમ તેમ સર્વ લોકના લોકપાલને વખાણવા લાયક પરમેશ્વરોને ( બ્રહ્મા વિષ્ણુ અને મહાદેવને ) પણ માનવા યોગ્ય થયા, તે પણ સાભળ્યુ કેવી રીતે પોતાના સ્વામીનેવિષે, કેવી રીતે માતાનેવિષે, કેવીરીતે તેના પિતાનેવિષે, કેવીરીતે તેના મોટા ભાઇઓનેવિષે, કેવીરીતે નણુદોનેવિષે,કેવીરીતે દીઅરની નારીઓનેવિષે, કેવીરીતે ગુરુની સ્રીઓનેવિષે, કેવીરીતે પ્રાણનાથના સુહૃદ્સબધી બાધવોનેવિષે, કેવીરીતે તેની સ્રીઓને વિષે, કેવીરીતે તેના બાળકોને

વિષે અને કેવી રીતે તેની વહુનેવિષે વર્ત્તવુ, એ ત્રણ ભુવનમા પ્રખ્યાત, અતિ પતિવ્રત પણાના પ્રભાવવાળા, અને ત્રણે દેવને દીકરારૂપ કરનારા અત્રિઋષિના પત્ની અનસૂયાએ જ દેખાડી આપ્યુ છે

પ્રિય બહેનો ! જો આ મજ્જા, મેદ, માસ, લોહી, હાડકા, મળમૂત્ર, અને પરૂઆદિએ ભરેલા અપવિત્ર, બીહામણા, ક્ષણભ ગુર દેહથી, મૃત્યુથી ન મરે, વૃદ્ધપણે ન ઘટે, રોગથી ન રોકાય, સ્વપ્નમા પણ વળીપળીથી વિરૂપ ન થાય, એવા ત્રણે લોકને વર્ણવવા યોગ્ય કોઈ અલૌકિક યશરૂપ શરીરની ઈચ્છા કરતા હો, જો દેવતાઓના જેટલુ આયુષ્ય હોય તો પણ જેનો પ્રત્યુપકાર ન થઈ શકે એવા કારણવગર સ્નેહવાળા, જીવતાસુધી સ ભાળવા યોગ્ય ઉપકારવાળા, માતપિતા અને સાસુ-સસરાના કુળને સ્વર્ગના નિવાસના ઘણા આનદથી

ભરપૂર કરવાને ચાહતા હો, જો કલ્યાણના ઉદયની સિદ્ધિ માટે અથવા ચારે પ્રકારની મુક્તિ ભોગવવામાટે મરજી હોય, તો નિર્મળ મનથી, વચનથી અને શરીરથી પરમેશ્વરની પેઠે પ્રાણનાથને પૂજો, તેના માતપિતાના ચરણની પૂજામા દૃઢ તીર્થરૂપ બુદ્ધિ રાખતા જાઓ, તેના મોટા ભાઈઓને પિતાસમાન માનો, દીએરોને પુત્રસમાન દેખો, બાળક નણદોમા દીકરી સરખો સ્નેહ રાખો, મોટી નણદોને સાસુની સમાન માન આપો, પોતાની બરોબર અવસ્થાવાળી સાસરાના કુટુબની સ્રીઓને પોતાની બહેન બરોબર ગણો, વાણીને વશ રાખો, મનને નિયમમા રાખો, ક્રોધને કહાડો, પારકી નિદાને પરહરો, મદને મારો, મત્સરને સમાવો, લોભને ભગાડો, કામને કાપી નાખો, પોતાના પ્રાણનાથના પગની પૂજામા લોભ રાખો, પતિના

ગુણ ગાવામા વાચાળ થાઓ, તેના યશરૂપ અમૃત પીવાને તરસ્યા રહો, સદ્‌ગુણને માટે મરજી રાખો પણ નહિ ભૂષણોને માટે, ત્રિલોકીમા વિખ્યાત શીલની ઇચ્છા કરો, પણ નહિ ધનની કે માનની હજારો વર્ષ પણ લોપ ન થાય, એવી શોભાવાળા યશરૂપ શરીરનુ રક્ષણ કરો પણ નહિ શરીરનુ, ઘણુ તો શુ, પણ જે પોતાના પ્રાણનાથનુ આ લોકમા અને પરલોકમા કલ્યાણના ઉદયને કરનારૂ અને વહાલુ હિત હોય, તેજ કરો, તેજ બોલો, તેજ ચિતવો, તેજ સ્મરણ કરો, તેનોજ આશ્રય કરો, તેનેજ ચાહતાં રહો, તેનેજ આદરો, તેનોજ આરભ કરો અને તેને જ સાભળો. સત્કુળમા થયેલી સતીઓને જે એક મન, વચન, કર્મ ને કાયાથી નિમિત્તવગર સ્વાભાવિક સીમાવગરના અત્યત પ્રેમવડે પ્રાણનાથના પદની પૂજા અને મન, વચન તથા

આજ્ઞાને અનુકૂળ રહેવુ, એજ દમ, એજ શમ, એજ ધર્મ, એજ યમ, એજ નિયમ, એજ જપ, એજ તપ, એજ તીર્થ, એજ ઇશ્વરપૂજન, એજ બેય લોકમા સુખ કરનારૂ અને એજ બેય કુળને ઉદ્ધાર કરનારૂ છે માટે આ સતીજનોના શિરોમણિરૂપ વિચિત્રચરિત્રવાળા ભગવતી અનસૂયાના ચરિત્રો હૃદયરૂપ મંદિરમા ચીતરીને તેમા પરમેશ્વરની પેઠે પોતાના પ્રાણનાથની પ્રતિમાની પ્રતિષ્ઠા કરો, તેના ચરણની પૂજાના પ્રારંભ સાથે તેને પ્રિય ને હિત હોય તેવા જ કામોને કરવા માંડો, તેથી સર્વ કલ્યાણના ઉદયની સિદ્ધિ થશે અને એજ આપ કુળવાન કન્યાઓનો ખરો ધર્મ છે તથાસ્તુ

इति श्री पार्वतीपरिणयकथायामनसूयाभ्युदय नाम

मापणम्

---

# भोगवतीभाग्योदय.

---

પ્રિય બહેનો ! સર્વ શત્રુઓનો જીતનાર, વિદ્યા, વિનય, ઔદાર્ય અને દયાના સીમાડારૂપ વિજય એવે નામે એક પૂર્વદિશાનો રાજા હતો તેને સર્વ દિશામા વિખ્યાત કીર્તિવાળા, વિનયથી ઉજ્જવળ વિવેકવાળા અને ન્યાયના જાણનારા આઠ પુત્રો, અને રૂપની સંપત્તિથી સુર, અસુર, સિદ્ધ, ગંધર્વ, અપ્સરા અને નાગની કન્યાઓને હસી કહાડનારી પ્રવીણ ભોગવતી એવે નામે એક કન્યા હતી તે બાળપણાથી જ પુરાણ, ઈતિહાસ, કાવ્ય, કથા, કથાનક, ચંપુ, નાટક અને અલંકારને પૂંર્ણ જાણતી હતી ધર્મશાસ્ત્રના રહસ્યને સમજતી હતી. પરલોકના હિતરૂપ કૃત્ય કરવામા તો પારંગત હતી વિનયમા, આચારમા, નીતિશાસ્ત્રમા અને સ્ત્રીઓના ધર્મમા

તો તે એકકો ગણાતી આ કન્યાનુ વય મોટુ થતુ ગયુ, તેમ તેના પિતા વિજયરાજને તેના લાયક વર ગોતવાની ચિંતા વધતી ગઈ એક દિવસ સંધ્યાવંદન અને ઇશ્વરપૂજન કરી સભાના સિંહાસન ઉપર રાજા વિજયરાજ બિરાજેલા હતા તેના સિંહ સરખા આઠ પુત્રો સિંહાસનના આઠ પાયાનો આધાર લઈને બેઠા હતા પોતપોતાના લાયક સ્થાનકો ઉપર સભાસદો બેસી ગયા હતા. એટલામા છડીદારે હાથ જોડી વિનતિ કરી કે, ‘ મહારાજાધિરાજ ! એક કોઈ પ્રસ્થાનપુરના રાજાના પ્રધાનનો મોકલેલો દૂત દરવાજે ઉભો છે, અને તે આપના દર્શનની ઈચ્છા રાખે છે પછી જેવી આપની મરજી ’ રાજાએ કહ્યુ કે, ‘ પ્રતિહાર ! આપણા રાજ્યની રીતિપ્રમાણે તેને અહિ બોલાવી લાવ ’ આવુ વચન સાભળી ‘ જેવી આજ્ઞા ’ એમ કહી પ્રતિહાર તે દૂતને રાજસભામાં લઈ આવ્યો તે દૂત દંડવતપ્રણામ કરી બોલ્યો કે, ‘ પ્રતિ-

ષ્ઠાનપુરના રાજાનો પરમ મિત્ર, પરમ સ્નેહી, બીજુ હૃદય અથવા બીજો મૂર્તિમાન્ પ્રાણ હોય તેવો મહામતિ એવે નામે વૃદ્ધ પ્રધાન પ્રતિષ્ઠાનપુરથી આપના દર્શનને વાસ્તે જ ચાલી ચૂકેલ છે તે કાલે અથવા પરમ દિવસે આપની સેવામા હાજર થશે આ ખબર આપવાને મને તેણે અગાઉથી મોકલ્યો છે•' આવુ દૂતનુ બોલવુ સાભળી વિજયરાજે ' આ માણસની સારી રીતે બરદાસ કરો કારણ કે તે ઘણો માર્ગ કાપીને અહિં આવેલ છે ' એવી આજ્ઞા કરી તે દૂતને અને પ્રતિહારને જવાની રજા આપી પોતાના વૃદ્ધ અને રાજ્યનીતિમા નિપુણ મેધાવી નામના મિત્રને બોલાવીને કહ્યુ કે, 'પ્રખ્યાત અને પુરાતની પ્રધાન મહામતિ જે અહિં આવવાના છે, તે સર્વ પ્રકારે આપણે માન્ય છે માટે તેના તમે સામા જાઓ અને ઘણા માનથી તેને મારી પાસે લઈ આવો ' મેધાવી વિજયરાજની

આજ્ઞા થવાથી તરતજ તેની સામા ગયા પછી બીજે દિવસ સાયંકાળે તેને ઘણાજ માનથી દરબારમા લઈ આવી સભામા રાજા પાસે વિનતિ કરી કે, ' રાજાધિરાજ ! આપે ગઈ કાલે જે પ્રધાનની સામે મને મોકલ્યો હતો, તે પ્રધાન આજે આ સમયે રાજદ્વારમા આવી પહોચ્યો છે અને આપના ચરણકમલના દર્શનની આતુરતા રાખે છે, પછી આપની જેવી મરજી ' આવી રીતે પ્રધાન બોલી રહ્યા પછી રાજા વિજયરાજે તે મહામતિને સભામા બોલાવી લાવવાનો હુકમ કર્યો કે, જે હુકમથી તે પ્રધાન તેને માનની સાથે રાજસભામા તેડી લાવ્યા પ્રવીણ મહામતિ ઘણીજ નમ્રતાથી અને સ્નેહથી રાજા વિજયરાજને પ્રણામ કરી, તેમની પાસેજ બેઠા વિજયરાજે પૂછ્યુ કે,—' પ્રવીણ મહામતિ ! આપ કુશળ છો ? આપના રાજા તો કુશળ છે ? તેનુ રાજ્ય અને પ્રજા તો

કુશળ છે? તમે કયા જાઓ છો અને કયાથી આવો છો? હજુ કેટલુક દૂર જવાનુ છે? જો કદિ અહિ સુધીજ આવ્યા હો તો તે શુ પ્રયોજનથી આવવુ થયુ છે? તે સર્વ વાત નિ શ ક થઇ મને કહો ' આ પ્રમાણે રાજાના વચન સાંભળી હાથ જોડી માથુ નમાવી પ્રધાન મહામતિએ પ્રાર્થના કરી કે, 'મહારાજાધિરાજ! આપના ચરણકમળના દર્શનથી હુ કુશળ છુ, પોતાના ભુજસ્તભમા સ્થાપેલી વિજયલક્ષ્મીના પ્રતાપથી મારા મહારાજ પણ કુશળ છે, અને તેમની નિર્મળ નીતિથી પ્રજા અને રાજ્ય તો કુશળ હોયજ, એમા આશ્ચર્ય શું? હુ અહિંજ આપની પાસે આવ્યો છુ અને તે આવવાનુ કારણ જે છે તે હું હવે પછી નિવેદન કરૂ છુ તે ધ્યાનમા લેશો.

આપ જાણોછો કે, સર્વ શત્રુઓના જીતનાર અમારા રાજા શૂરસેનને સર્વ શાસ્ત્રોમા કુશળ, વિદ્વાન્, કોઇ દેવજ જાણે અવતરેલ હોય તેવા,

સર્વ સદ્ગુણના સાગર નાગરાજ એવે નામે સર્વ ભોગી લોકોના આભૂષણરૂપ મહા ભોગવાન્ કુમાર છે આ કુમારને રૂપ, ગુણ, શીલ, વિદ્યા અને વિનયથી આપના પ્રિય પુત્રી ભોગવતીજ લાયક છે, એમ વિચારી તેનુ માગુ કરવા વાસ્તે મહારાજા શૂરસેને મને આપની પાસે મોકલ્યો છે એટલુજ નહિ પણ તેને વિદ્યાભ્યાસ કરાવવા વાસ્તે એક વિદ્યાલય કરી તેમા તેને રાખેલ છે કે જ્યા કેવળ તેના વિદ્યાગુરુઓ વગર કોઈથી જવાતુ નથી તેના ગુરુઓનો એવો મત છે કે, વીશ વર્ષ સુધી તેને અમે વિદ્યાલયની બહાર નહિ મોકલીએ, તે વાત મહારાજ શૂરસેને અગી-કાર કરી છે. અહિ ભોગવતીનો વિવાહસમય છે, તેથી તે મહારાજનો, મારો અને અનેક વિદ્વાનોનો એવો મત છે કે ક્ષત્રિયોએ ખડ્ગ સાથે વિવાહ કરવો કારણ કે બ્રાહ્મણો અને ક્ષત્રિયો સત્યજ વાણી બોલે છે માટે ખડ્ગ સાથે અથવા અલકાર સાથે વિવાહ કરવો,

એવુ પણ તેનુ કહેવુ છે આપની જેવી મરજી આ પ્રમાણે તેણે વૃદ્ધ અને પ્રમાણિક પ્રધાનના બોલવા ઉપર આધાર રાખી તરત તે નાગરાજના ખડ્ગ સાથે પોતાની પ્રિય પુત્રી ભોગવતીનો વિવાહ કર્યો, અને અમૂલ્ય રત્નોના આવકાર, હાથી, ઘોડા, પાલખી, દાસ અને દાસીઓ ઈત્યાદિ દાયજામા આપ્યા ત્યારપછી માનપિતાની અમૂલ્ય શિખામણ લઈ, ભોગવતી તે ખડ્ગના રથમા બેસીને પોતાના સસરાને શહેર આવ્યા રાતદિવસ કરતા એક માસ ગયો, ત્રણ માસ ગયા, વર્ષ ગયુ અને હવે મારા પ્રાણનાથને પાઠશાળામા રહેવાના બાકી બેજ વર્ષ છે, એમ વિચાર કર્યા કરે છે અને પોતાના પતિના માતાપિતાને પરમેશ્વરરૂપ ગણીને તેમની પૂજા કરે છે

એક દિવસ પોતાના પતિની ધાવ્યને પોતાના રાજદ્વાર સમીપ આવતી જોઇને

તેને માન આપવા વાસ્તે પોતે ઉભી થઇને બેચાર પગલા સામી ચાલી તેને બેસાડીને બોલી કે, 'માતાજી! તમે ભલે પધાર્યા આજ ધન્ય ઘડી અને ધન્ય દિવસ કે આપનુ અહિ પધારવુ થયુ અને કૃપાથી આપે મારી સભાળ લીધી મારા લાયક કામ હોય તો નિશંક થઈ કહો તે હુ તરત કરીશ ' ભોગવતીના આવા વચનો સાભળીને ધાવ્ય બોલી કે, 'પુત્રિ! તમારે ત્યા મારે આવવુ, તે કાઈ નવાઈ જેવુ નથી, તોપણ આજ કાઈ જૂદા કારણને માટેજ હું આવીછુ, અને તે એજ કે કાઈ તમને કહેવુ છે ' ભોગવતીએ કહ્યુ કે, 'ખુશીથી આપને જે કહેવાનુ હોય તે કહો' ધાવ્યે કહ્યુ કે, 'પુત્રિ! હુ કહુ છુ તમે સાભ-ળતા જરા ધીરજ રાખજો

'આ અસાર સસારમા ઉતરેલા માણસને પોતાના કર્મ પ્રમાણે સુખ અને દુ.ખ મળી આવે છે, માટે સુખમા રાજી ન થવુ અને

દુઃખમા ખેદ ન કરવો, એજ સર્વ શાસ્ત્રનો સિદ્ધાત છે ' આવા વચન સાભળી ભોગવતીના મનમા એવો ભય લાગ્યો કે, રખેને પાઠશાળામા રહેલા મારા પ્રાણનાથનું કાઈ અહિત થયુ હોય ! તેણે કહ્યુ કે, ' માતા ! જે તમારે બોલવાનુ હોય તે તરત બોલો, મારૂ મન ઘણુ મુઝાય છે કારણ કે મારા મનમા લાખો શકા ઉત્પન્ન થાય છે ' ધાવ્યે જવાબ દીધો કે, ' પુત્રિ ! હુ ઘણી બોલવાને ઉતાવળ કરૂ છુ પણ શુ કરૂ કે, મારી જીભજ ઉપડતી નથી તેથી લાચાર છુ ' એમ કહી આખમાથી આસુ પાડવા લાગી આ ઉપરથી ભોગવતીએ, નક્કી મારા પતિ વિષે કાંઈ નઠારો સદેશો લાવેલ છે, એમ જાણ્યુ તેથી બોલી ઉઠી કે, ' બાઈ, હવે તમારે કહેવાનુ છે તે હુ સમજી ચૂકી છુ અહો દૈવ ! ધિક્કાર છે તારા અવિવેકને કે તેવા વિદ્વાનોમા રત્ન સરખા રાજકુમારને આ સસારમાથી ચોરી જતા કાઈ જ તને

શરમ ન લાગી હાય હાય ! ! હવે જીવીને શુ કરવુ ! ! ' એમ કહેતાવેત ભોગવતી પૃથ્વી ઉપર પડી ગઈ તરત ધાવ્યે નજીક આવીને કહ્યુ કે, પુત્રિ ભોગવતિ ! ધીરી થા ધીરી થા જેવી તુ તારા પતિવિષે શકા લાવે છે તેવુ કાઈજ નથી તે તો ચિરજીવી બેઠા છે જરા મન સ્થિર રાખીને મારી વાત તો સાભળ ' આવા વચનો સાભળી ભોગવતીની મૂર્છા ઉતરી અને સાવધાન થઈ એટલે ફરીને ધાવ્યે કહ્યુ કે, જે રાજકુમારની સાથે તારૂ લગ્ન થયુ છે, તે રાજકુમાર નથી પણ એક નાગ છે તેણે વારવાર રાજાને પોતાના વિવાહવાસ્તે કહેવા માડયુ, તેથી નાગને કોણ દીકરી આપશે ? એમ જાણી રાજા શૂરસેન ચિતામા પડયા ત્યારે તેના બુદ્ધિમાન્ પ્રધાન ખડ્ગ સાથે વિવાહ કરવાનુ નિમિત્ત કરી તમારા બાપ પાસેથી તમને આહિ લાવેલ છે હવે તેને નાગ એમ કહે છે કે, સ્ત્રી અહિ મારી સેવામાં

રહે આપ જેવા કોમળ શરીરવાળા રાજકન્યાને એ ભયકર નાગની પાસે મોકલતા તમારા સસરાને અને સાસુને સારૂ લાગતુ નથી, તેમ નાગ, નિરતર તેજ વાતની હઠ લઈ બેઠો છે તેથી તે બેય તમને કહેતા શરમાય છે, એટલે આ વાત મારી પાસે કહેવરાવે છે હવે જેવી આપની ઇચ્છા ’ આટલુ બોલી ધાવ્ય બોલતી રહી ગઈ તે સાભળતા ભોગવતીની આખોમાથી શોકના આસુ સુકાઇ જઇને હર્ષના આસુ પડવા લાગ્યા અને બોલી કે, ‘ અરે ! એમા શોક જેવુ શુ છે ? મારા જેવા કોઈના ભાગ્ય નહિ એક માણસની પુત્રીને નાગ જેવા દેવ પતિ મળ્યા, પછી ભાગ્યમા શી કમતી રહી ? આ સારા સમાચાર આપ્યા, તેના બદલામા હુ તમને મારા બે જડાવ ઝાઝર ઇનામમા આપુ છુ પણ હવે તમે મુને તરત તે મારા પ્રાણનાથ પાસે તેડી જાઓ તો તમારો ઉપકાર હુ

ભૂલીશ નહિ ' એમ કહી ધાત્રી સાથેજ ભોગવતી પોતાના રહેવાના મહેલમા ગયા ત્યા એક સ્ફાટિકમણિની શય્યા ઉપર નાગ તેના જેવામા આવ્યો તેને એક પરમેશ્વર રૂપ ગણી ભોગવતીએ પ્રણામ કર્યા અને ચ દન, પુષ્પ આદિથી તેની પૂજા કરી પછી ચારધ્યાર દિવસે નિત્ય પૂજા કરે, પોતાના ખોળામા લઈ તેને દૂધ પાય અને કોઈ પ્રકારનો મનમા ભય ન રાખે એમ કરતા કેટલાક દિવસો નીકળી ગયા પછી એક દિવસ નાગ મનુષ્યની વાણીથી ભોગવતીને કહેવા લાગ્યો કે, ' અરે કોમળ રાજપુત્રિ ! તમે આવા કોમળ અને બાળક છતા રાતદિવસ પાસે રહેતા ભય નથી પામતા એ શુ ! ' ભોગવતીએ હાથ જોડી ઉત્તર આપ્યો કે, ' મહારાજ ! ઈશ્વરથી ભય શા માટે પામવો જોઇએ ?' નાગે કહ્યુ કે, ' હુ ઈશ્વર નથી, પણ પ્રાણીના પ્રાણ લેનાર એક ભયકર નાગ છુ, માટે મારાથી

કેમ ભય ન થાય ?' ભોગવતી બોલ્યા કે, ' ખરૂ, આપ સમગ્ર વિશ્વના ઈશ્વર નથી પણ મારા તો ખરેખર આપજ ઈશ્વર છો, એટલે મારે કાંઈ ભય પામવાનુ નથી ' નાગે પૂછ્યુ કે, ' આવુ જ્ઞાન તમે કયાથી મેળવ્યુ ?' ભોગવતી બોલ્યા કે, ' મહારાજ ! મારા ગુરુની સ્ત્રી જે મુને ભણાવતા, તેમણે શાસ્ત્રમાથી શીખવેલ છે ' નાગે કહ્યુ કે ' એમ છે ત્યારે સ્ત્રીઓએ બાળપણાથી તે વૃદ્ધ થાય ત્યા સુધી શી રીતે વર્તવુ ? તે મુને સભળાવો તો સારૂ ' ભોગવતી બોલ્યા કે, ' આપની ઈચ્છા હોય તો હુ તે કહેવાને આપની સેવામા જ છુ, સાભળો —

અમે બધા વિષયો જ્યારે ભણી રહ્યા ત્યારે એક દિવસ અમારા દયાળુ ગુરુસ્ત્રી અમારી પાસે આવી કહેવા લાગ્યા કે,–દીકરીઓ ! હવે તમારી મોટી અવસ્થા થઈ છે, તો ઘણુ કરી તમારાથી આ પાઠશાળામા અવાશે નહિ હવે તમારે

કર્તવ્ય કામ જૂદુંજ છે, માટે તમને તમારો જે ખરો ધર્મ છે તે હુ બતાવુ, તે એકાગ્ર ચિત્તથી સાભળજો બાળક દીકરીઓએ પોતાનુ દસ વર્ષનુ વય થાય ત્યાસુધી પાઠશાળામા નિરતર ભણુવા જવુ અને ત્યા પોતાના ગુરુને માબાપરૂપ ગણવા ત્યા નીતિવાળા ગીતો શીખવા વિચિત્ર પણુ પવિત્ર બોલતા શીખવુ કાવ્ય, કોશ અને કવિતાના અર્થ શીખવા એવીરીતે આખો દિવસ વિદ્યાભ્યાસમા કહાડવો ત્યાર પછી ગુરુની રજા લઈ ઘેર આવતા માર્ગમા કજીઓ કે કલેશ કરવો નહિ, તેમ કારણુવિના માર્ગમા રોકાવુ પણુ નહિ ઘેર આવી પ્રથમ પોતાના પિતાને પ્રણામ કરી આખા દિવસનો પોતાનો અભ્યાસ બતાવ્યા પછી માતા પાસે જઇને તેને પ્રણામ કરવા ચિત્રકામમા એવો અભ્યાસ કરવો કે, તે જોતા માણુસ ચિત્ર જેવુ થઈજાય. તેમજ સારા કુળની કન્યાએ ગીત એવા આકારથી ગાવુ કે, જે ગીતનો એક પણુ શબ્દ

માણુસ સાભળે તો તે ગીતના રસનો આવેશ તેના મનમા આવી જાય ભાષણ કરવા તો વિવેકવાળા, નીતિવાળા, કુળધર્મવાળાં, પ્રેમવાળા અને જેથી દુર્જનોનાં મુખ બ ધ થાય તેવા કરવા જેમ દુર્જનો આપણને હસે નહિ, સજ્જનો આપણથી ઉદ્વેગ પામે નહિ અને સભા આખી હર્ષ પામે તેવા પ્રકારના ભાષણો કરવા, ઉત્તમ કાવ્યો શીખવા અને તેમા જે અર્થો હોય તે પ્રમાણે વર્ત્તવુ જે કાઈ કાવ્યમા ત્યાગ કરવા જેવુ લાગે તેનો ત્યાગ કરવો સીતા, પાર્વતી, રૂક્મિણી અને લક્ષ્મી ઇત્યાદિ મહાસતીઓના ચરિત્રરૂપી ચિત્રોથી શોભીતા પોતાના હૃદયરૂપ મ દીરમા સરસ્વતીને રાખવા ઉત્તમ સ્રીઓના સુ દર ચરિત્રો જોવા, સર્વ સારી કળાઓ શીખવી, સારા ગુણરૂપ ઘરેણાથી શરીર શોભાવવુ, અને વિનયરૂપી કલ્પવૃક્ષને સેવવું કોમળ, સરલ, મનોહર અને આન દ આપનાર કવિતા, વિવાહની પહેલા ઈશ્વરને પ્રસન્ન કરવા, અને

વિવાહ પછી પોતાના પતિરૂપ ઈશ્વરને પ્રસન્ન કરવા રચવી જોનાર માણસને રાજી કરે એવા અક્ષરો લખતાં શીખવુ પોતાની સખીઓને ઉત્તમ ઉપદેશ આપવો આવી રીતે દશ વર્ષ સુધીમા પોતાના પિતાને ઘેર રહી, સર્વ ગુણો શીખવા ત્યાર પછી વિવાહ થયો કે મન, વચન, અને કર્મથી ઈષ્ટદેવની પેઠે પોતાના પ્રાણનાથની પૂજા કરવી પ્રાત કાળમા પોતાના માબાપ સરખા સાસુ–સસરાને પ્રણામ કરવા, ઘરનુ સર્વ કામ કરવુ નણદ સાથે ઘણા સ્નેહથી વર્ત્તવુ પ્રથમ સાસુને, સસરાને, જેઠને, પોતાના પતિને તથા દીયરને જમાડીને તથા બીજા પણ જે જે માનવાલાયક માણસ હોય, તેમને જમાડી પછીથી પોતાની સમવયની સ્ત્રીઓ સાથે સ્નેહથી જમવુ કોઈ પણ શ્રમ પડે તેવા કામમા માન્ય સ્ત્રીને જોડવી નહિ સાય કાળે પોતાના સાસુ–સસરાને પગે લાગવુ ઘરનુ સર્વ કામ હર્ષથી કરવુ. પોતાના પ્રાણનાથ

પહોડયા પછી પોતે સુવુ પોતાના પતિ પાસે કોઇની નિંદા કે કોઈની દુષ્ટ વાતો કરવી નહિ, તેમ જેવી વાતો સાભળવાથી દુર્યોધનની પેઠે પોતાના ભાઈઓને દૂર કરે તેવી વૃથા વાતો પણ પોતાના પતિ પાસે ન કરવી પોતાના પ્રાણનાથની આજ્ઞાથી જ સર્વ કામ ઘરનુ કરવુ, પણ પતિનુ હિત કરવામા તથા તેની સેવા કરવામા આજ્ઞાની વાટ ન જોવી સારા માણસને યોગ્ય લાગે તેવા કામ કરવા, ને તે પણ પોતાની પતિની આજ્ઞાથી જ કરવા ઘરેણા અને વસ્ત્ર પણ સારા માણસને યોગ્ય પહેરવા લેશ પણ તેવુ કામ ન કરવુ કે જેની મોટા માણસો નિંદા કરતા હોય સ્ત્રીઓને જપ, તપ, વ્રત કે તીર્થસેવન એ કાઈપણ કલ્યાણકારક નથી, પરંતુ પોતાના પ્રાણનાથની સેવા અને સન્માન એજ કલ્યાણકારક છે, એમ વિચારી પોતાના પ્રાણનાથની સેવા નિર્મળ મનથી કરવી અને તેનુ જે પ્રિય હોય તે પોતાના પ્રાણ જતાસુધી

પણ કરવુ પોતાના પતિની આજ્ઞાવિના ઘરમાથી એક પગલુ પણ બહાર ન ભરવુ પોતાના સસરાના ચરણારવિંદની સેવામા તીર્થબુદ્ધિ રાખવી પોતાની સાસુની નિર્મળ મનથી પૂજા કરવી તેમજ નણુદોને પણ માન આપવુ દીયરને દીકરા તુલ્ય ગણવા પોતાના પતિના મિત્રને પોતાનો ભાઈ કે દીકરો હોય તેવો ગણવો. પોતાના પતિના સર્વ ગુરુજનને પ્રેમપૂર્ણ મન રાખી પગે લાગવુ એક પણ અક્ષરપોતાના પ્રાણપતિને અપ્રિય લાગે તેવો ન બોલવો જે બોલવુ તે કોમળ વચનથી જ બોલવુ મન, વચન અને કર્મથી જે પોતાના પતિનુ હિત હોય તે વિચારવુ અને તેના આખા કુટુબને દાન, માન અને મનની સરળતાથી સભાળવુ પ્રિય બેનો! અહિ જે આપણો પતિ છે, જેનાથી આપણુને સર્વ પ્રકારનુ સુખ મળ્યુ છે, જે આપણા પરમેશ્વરરૂપી છે અને જેના ચરણકમળની સેવામા આપણું આ લોક અને

પરલોકનુ હિત રહ્યુ છે, તે જ આપણુા પ્રાણપ્રિયને જેણે નવમાસ સુધી પોતાના પેટમા ધારણ કરેલ છે, જેણે તેનુ પાલન પોષણ કરી મોટો કર્યો છે, એવા દયાળુ પોતાના સાસુની સેવા કર્યા વગર શુ કુલીન સ્ત્રીઓ સુખી થાય છે? કદિપણ નહિ આ કારણથી પોતાના પતિના માતાની સેવા નિર્મળ મનથી કરવી જો આ લોકમા અને પરલોકમા કલ્યાણની ઇચ્છા હોય તો સાસુને જ તીર્થરૂપ ગણવા દીકરા અને દીકરીઓને નિશાળે મોકલવા જ્યારે તે નિશાળેથી આવે ત્યારે તેની પરીક્ષા લેવી ત્યાર પછી તેને હિતપદાર્થો ખાવાને આપવા, દીકરા અને દીકરીઓને પોતાના કુળની સારી રીતો શીખવવી સારા ગુણરૂપી ઘરેણાથી તેને શણગારવા તમસરખાને હવે ઘણુ શુ કહુ? ટુકામા આપણો ધર્મ એ જ છે કે, પોતાના પતિની અને તેનાં કુટુબની સેવા કરવી એટલા માટે જયા સુધી આપણા દેહમા પ્રાણ છે

ત્યાસુધી આપણા પતિને આપણે પરમેશ્વર ગણવા અને નિર્મળ મનથી તેની સેવા કરવી, તેથી જગતમા કલ્યાણ છે

આટલો ઉપદેશ આપી અમારા પરમ દયાળુ ગુરુશ્રીએ આપના હથિયાર સાથે પરણુવા માટે પાઠશાળામાથી મને આજ્ઞા આપી તે દિવસથી જ હું સારી રીતે જાણુ છુ કે, ‘ સ્ત્રીઓને પોતાનો પતિ એ જ પરમેશ્વર છે ’ એટલુ ભોગવતી બોલી રહ્યા પછી નાગરાજ બોલ્યા કે, “ પ્રાણુપ્રિયા ! હુ પૂર્વ જન્મમા રૂપથી દેવવૈદ્યોને પણ હસી કહાડનાર વાસુકીનો પુત્ર હતો એક દિવસ યમુનામા ફરતો હતો, ત્યા એક સોભરી ઋષિ માછલાનું કુટુબ દેખી પરણવાની ઈચ્છા કરતા હતા, તે જોઈ મને હસવુ આવ્યુ કે આવુ કુરૂપ તથા આવી વૃદ્ધાવસ્થા છતા ઋષિ પરણવાની ઈચ્છા કરે છે, એ કેવી હસવાની વાત છે ! આ ઉપરથી ઋષિએ મુને કોપ કરીને શ્રાપ દીધો કે ‘ જા

દુષ્ટ, તું પણ અતિ કરૂપડો થઈ જઇશ અને સ્રીના વિવાહની ઈચ્છા કરીશ ’ ત્યાર પછી મે કેટલીક પ્રાર્થના કરી ત્યારે તેણે અનુગ્રહ કરી કહ્યુ કે, ‘ જા તારી સ્રી પાસેથી તુ જ્યારે સ્રીઓના ધર્મ સાભળીશ ત્યારે તને તારૂ સુદર રૂપ મળવાનો ઉપાય સમજવામા આવશે ઈત્યાદિ ’ હવે આ સમયે તમારા મુખથી સ્રીઓના ધર્મ સાભળતા જ મુને જ્ઞાન થયુ છે, કે “ જો કોઈ ગોદાવરીના જળમા મને નવરાવે અને ગોદાવરીને કાઠે મારા નામથી શિવાલય સ્થાપે તો મારા પ્રથમ સ્વરૂપની મને પ્રાપ્તિ થાય. ” આવા વચન સાભળી પોતાના સાસુ સસરાની આજ્ઞા લઈ, ભોગવતી નાગરાજાસહિત ગોદાવરીને કાઠે જઈ, નાગરાજને ગોદાવરીના જળમા નવરાવી, ત્યા નાગેશ્વર એવે નામે શિવનુ મદિર કરાવી તેમા શિવની પ્રતિમા સ્થાપન કરી કે તરત તે ભયકર નાગનુ રૂપ મટીને ઉત્તમ અને ગુણવાન્ કોઈ દેવ હોય

તેવો તે થઈ રહ્યો ઘણા આનદથી તેઓ બન્ને પાછા પોતાના શહેર તરફ આવે છે, એટલામા તેના નાના ભાઇઓએ કહ્યુ કે, ' અમારો મોટો ભાઈ તો સર્પરૂપ હતો આ તો કાઈ બીજો પુરુષ લાગે છે, ' માટે તેને આ નગરમા આવવા ન દેવો, ' એવુ બોલી તેને નગરમા પેસવાની બંધી કરી આ વાત સાભળી નાગરાજને ઘણો રોષ થયો, તેથી પોતાની નાગફોજને સભારી કે તરત તે સેના હાજર થઈ આ ભયકર નાગોને અને નાગસેનાના કોપને જોઈ ભોગવતીના મનમા ઘણી ચિતા થઈ તેણે વિચાર્યું કે, આ સમયે મારા પતિનો રોષ કોઈ પ્રકારે શમે એવો નથી તેમ જો એવો ને એવો રોષ રાખશે તો મારા પુત્રતુલ્ય ચાર દીયરોનો નાશ થઈ જશે માટે આ સમયે જેમ થાય તેમ પરસ્પર મારે તે ભાઇઓમા સ્નેહ કરાવવો, એ જ ધર્મ છે એવુ વિચારી પોતાના પ્રાણનાથ

પાસે આવી બે હાથ જોડી આ પ્રમાણે પ્રાર્થના કરી

મારા પ્રાણપ્રિય! આપ સર્વજ્ઞ અને સર્વગુણસંપન્ન છો, તોપણ મારી અલ્પબુદ્ધિ આપને કાંઈ પ્રાર્થના કરવા આતુર છે, માટે જે કાંઈ હું બે ચાર અક્ષર આપની સેવામા મેલુ છુ, તે આપ ધ્યાનમા લેશો એવી આશા છે

મારા પ્રિય પ્રાણનાથ! આપનુ અજાણ્યુ નથી કે ભાઈઓરૂપ ચિંતામણિઓ વગર મોટા રાજાઓ પણ દીન જેવા ગણાય છે, અને જેને સ્નેહમા લીન ભાઈઓ છે તો તે દીન પુરુષો પણ પૃથ્વીપતિ જેવા ગણાય છે ભાઈઓની સહાયતાવગર પૃથ્વીપતિ થવાતુ નથી, એવુ ઇંદ્રને ભાઇ કરી કશ્યપના પુત્ર વામનજીએ જ સિદ્ધ કરી આપ્યુ છે બાંધવોથી જુદા પડતા થતો લાભ એ અલાભ ગણવો જોઇએ, અને ભાઇઓની સાથે રહેતા થતી

હાણુ પણ લક્ષ્મીની ખાણુ છે, એમ સમજવું જોઈએ. જે નિર્ધન જન છે પણ બાધવરૂપ ધનને પોષે છે તેને ધન્ય છે, અને જે લોક ઘણા ધનવાળા છે તો પણ બાધવરૂપ ધનને પોષે નહિ તો તે નિર્ધન છે બધુ એજ અમૃતનો સાગર છે અરે જેના આશ્રયથી લક્ષ્મી અને ચિંતામણિ પણ દુર્લભ નથી, તેને મેલીને વિદ્વાનોએ વૃથા બીજે શામાટે રખડવુ? ભાઇવિના આપત્તિમા બધુ કોણુ થાય? સપત્તિના હજારો બધુ કરતા વિપત્તિનો એક બધુ પણ દૂર્લભ છે ભાઇઓના સ્નેહને કોઈની ઉપમા દઈ શકાતી નથી, કેમકે તે સ્નેહ પવિત્ર સ્રીમા કે નિર્મળ મિત્રમા પણ કયાક જ દેખવામા આવે છે, માટે જગદ્બધુ હરિ-હરને હું પ્રાર્થના કરૂં છુ કે, તે બેય ઈશ્વર તમારા ભાઈ-ઓમા પરસ્પર સ્નેહ વધારો જેમ બને તેમ ભાઇઓ સાથે સ્નેહ કરવો, એવી મારી પ્રાર્થના છે, પણ તે મારી પ્રાર્થનાને આપ ધ્યાનમા ન

લેતા હો તો, સગ્રામમા જય-પરાજયવિષે સદેહ છે, માટે ત્રણ દિવસ યુદ્ધનુ કામ બધ કરી, મારી સાથે આવેલી મારી સખીઓ જે નાટકના ખેલ કરે, તે જોઇને ચોથે દિવસે સુખેથી આપની ઇચ્છા પ્રમાણે આપ કરવા મુખત્યાર છો

ભોગવતીની આ પ્રાર્થના નાગરાજે માન્ય રાખી પોતાના ભાઇઓને કહેવરાવી મૂક્યુ કે 'આજથી ચોથે દિવસે મારો યુદ્ધ કરવાનો વિચાર છે, માટે તેની અગાઉ તમે નિર્ભય રહી, અહિં નાટકના ખેલ, જે ભોગવતીની સખીઓ કરશે, તે જોવા જરૂર આવવું.' આવા નાગરાજના વચન સાભળી તે ચાર ભાઇઓ પોતાના મિત્રમડળસહિત તે ખેલ જોવા આવ્યા પ્રથમ દિવસે વામનવિજય નાટકનો ખેલ થયો, બીજે દિવસે ધ્રુવચરિત્ર નાટકનો ખેલ થયો અને ત્રીજે દિવસે ભરતચરિત્ર નાટકનો ખેલ થયો. તે જોતા તરત નાગરાજે

કહ્યુ કે, 'પ્રિયા! ગમે તેમ મારા ભાઈઓ ગણે, પણ મારે તો મારા ભાઈઓ સાથે યુદ્ધ કરવુજ નથી આ નાટકો જોવાથી મને મારો ધર્મ તેઓ પ્રત્યે શો છે? તે સારી રીતે જણાઈ આવ્યો છે' એમ કહી પોતાના ભાઈઓને બોલાવીને કહ્યુ કે 'તમે ખુશીથી આ રાજ્ય ભોગવો મારો કાઈ જ ભય રાખશો નહિ' આવાં વચન સાભળી નાના ભાઇઓ' જેઓ નાટક જોઇ પોતાનો મોટા ભાઇપ્રત્યેનો શો ધર્મ છે, તેને પૂર્ણ રીતિથી જાણી ગયા હતા તેઓ વિનયથી હાથ જોડી બોલી ઉઠયા કે, 'આર્ય ભાઈ! આપની સેવા કરવી, એ અમારે મોટુ રાજ્ય છે આજસુધી અજ્ઞાનવડે જે અમારાથી આપનાવિષે અયોગ્ય શબ્દો બોલાયા છે, જે અયોગ્ય વિચારો થયા છે, અને જે અયોગ્ય ઉપાયો લેવાયા છે, તે સર્વ માટે અમે આપ પાસે ક્ષમા માગીએ છિયે.' એમ કહી હજારો સમ આપી ઘણા આગ્રહથી પોતાને

શહેર લઈ જઈ, રાજ્યાસન ઉપર અભિષેક કરાવ્યો અને પોતાને આ અમૂલ્ય જ્ઞાન મળ્યુ, તેવિષે રાત—દિવસ સૌભાગ્યવતી ભોગવતીનો અપાર ઉપકાર માની, પરસ્પર પરિપૂર્ણ સ્નેહથી અનત આનદમાં મગ્ન થયા

મારા વહાલા બેનો ! તમે વિચારો કે પોતાનો ખરો ધર્મ પાળવાથી ભોગવતીએ કેટલા કેટલા દુ ખ દૂર કરી સુખ મેળવ્યા ? એ સર્વ તેની પતિભક્તિનો જ પ્રભાવ છે એક ભયકર સર્પ પતિ મળવા છતા તેને તેવિષે જરા પણ અભાવ કે અપ્રીતિ ન આવી ' તો પરિણામે કેવુ સુખ મળ્યુ તે તમે જોયુ માટે પોતાનો પતિ ગમે તેવો ક્રોધી હોય, રોગી હોય, કુરૂપ હોય, દીન હોય, દુર્બળ હોય, જડ હોય કે મૂર્ખ હોય, તોપણ તેને જ ઈશ્વર માનવો, તેની જ સેવા કરવી, અને મન–વચન કર્મથી તેનુ જ જેમ હિત થાય તેમ કરવું,

તેમાંથી સ્રીઓનુ કલ્યાણુ થાય છે, એવુ આ ભોગવતીના ભાગ્યોદયથી જ જણાય છે, માટે ભોગવતીનુ ઉદાહરણુ લઈ જે સ્રીઓ પોતાના પતિની પ્રેમથી સેવા કરશે, તે પરમ કલ્યાણને પામી આ લોકમા અનેક સુખ ભોગવી પરલોકમા પોતાના પતિની સાથે નિરુપમ સુખ ભોગવશે

( ગીતિ )

પતિવ્રતાવ્રત પાળ્યે, ભોગવતીભાગ્યનો થયો ઉદય,
અભિપ્રાય શુભ એનો, સતીજનો સહુ સદા ધરો હૃદય

इति श्रीपार्वतीपरिणयकथाया भोगवती
भाग्योदय नाम भाषणम् ।

# सती सुलोचना.

( લેખક -શાસ્ત્રી ઉત્સવલાલ બલદેવરામ શર્મા )

એક વખત કૈલાસમા બેઠેલા પાર્વતીએ પોતાના સ્વામીનાથ શ્રીમહાદેવજીને પૂછ્યુ કે હે સ્વામીનાથ ! સતી સુલોચના કોની પુત્રી હતા અને કોની સાધ્વી સ્ત્રી હતા વિગેરે તેમનુ ચરિત્ર મને વિસ્તારથી કહો ત્યારે મહાદેવજીએ કહ્યુ કે, હે સ્ત્રી ! હુ તમને સુલોચનાનુ ચરિત્ર કહુ છુ તે તમે સાવધાન થઇને સાભળો

સતી સુલોચના શેષનાગની પુત્રી હતા. તેમનુ લગ્ન રાવણના જયેષ્ઠ પુત્ર ઇદ્રજિત્* (મેઘનાદ) ની સાથે થયુ હતુ સુલોચના સ્વભાવે બહુ જ દયાળુ અને સુશીલ હતા રાવણ જ્યારે સીતાનુ હરણ કરીને લકામા લાવ્યો ત્યારે સુલોચનાએ એક વેળા પોતાના પતિ ઇદ્રજિત્‌ને હસતા હસતા કહ્યુ કે, હે સ્વામીનાથ ! પરસ્ત્રીનુ હરણ

---

* ઇદ્રજિતનુ બીજુ નામ મેઘનાદ

કરવુ એ કુળનો નાશ કરનાર છે ઇદ્રજિત્ પોતે પોતાના પિતાની અનર્થની વાત બરાબર રીતે સમજતો હતો છતા પુત્ર ધર્મને લીધે તે બાબતની દરકાર કરતો નહોતો જ્યારે રામચદ્ર પ્રભુ વાનરોનુ સૈન્ય લઈ લકાપર ચઢી આવ્યા ત્યારે રાવણના મોકલેલા દરેક યોદ્ધાઓને વાનરોએ મારી નાખ્યા છેવટે કુભકર્ણ પણ રણમા પડયો ત્યારબાદ ઇંદ્રજિત્નો વારો આવ્યો ઇદ્રજિતે પોતાના પરાક્રમનો અનુભવ બતાવવા માટે નાગપાશથી વાનરોનુ સૈન્ય રામલક્ષ્મણ સહિત બાધ્યુ ફક્ત બ્રહ્માના અશથી અવતરેલા જાબુવાન એકલા છુટા રહ્યા હતા તેમણે ઇદ્રજિત્ને ઉઠાવી લકામા ફેકી દીધો તે મૂર્છા ખાઇને રાવણની સભા આગળ જઈ પડયો પછી બધાયલા સૈન્યને મુક્ત કરવા માટે નારદજી મુનિએ વૈકુઠમા જઇને ગરૂડજીને રામચદ્ર પાસે મોકલ્યા જેથી ગરૂડજીની ગર્જના સાભળીને દરેક નાગ એકદમ

છુટી છુટીને નાસવા લાગ્યા બંધનથી મુક્ત થયેલા રીછ તથા વાનરો ઝાડ, પત્થર અને આયુધો લઈ રાક્ષસોના સૈન્ય ઉપર તુટી પડયા રાક્ષસો કાયર કાયર થઈને લંકામાં નાશી ગયા

જાંબુવાને લંકામાં ફેંકાયલો ઇંદ્રજિત્ મૂર્છાથી જાગ્યો અને પોતાના પિતાની સભા દેખી પોતાની હાર થઈ જાણી શરમાયો તેથી હે પ્રિયે! તે મારી† ઉપાસના કરવા માટે એકાંતમાં એક પર્વતની ગુફામાં ગયો. અને અતુલિત બળ મળવા માટે વિજય યજ્ઞ કરવા લાગ્યો આ વાતની વિભીષણને ખબર મળવાથી પોતે રામચંદ્રજીને જણાવ્યું હે પ્રભુ! પર્વતની ગુફામાં જઈને ધ્યાનયુક્ત થઇને ઇંદ્રજિત યજ્ઞ કરે છે તે જો પૂર્ણ થશે તો પછી એ રાક્ષસ કોઈથી જીતી શકાશે નહી આવી રીતે વિભીષણના વાક્ય સાંભળી રામચંદ્રજીએ લક્ષ્મ-

† મહાદેવજીની

ણુજીને હુકમ કર્યો હે લક્ષ્મણુ ! તમે પવનસુત હનુમાનને તથા વાલીપુત્ર અંગદને સાથે લઈ જ્યાં ઇંદ્રજિત વિજય યજ્ઞ કરે છે તે ગુફામા જાઓ અને તેની સાથે યુદ્ધ કરી તેના યજ્ઞનો ભંગ કરો દેવોને દુઃખ દેનાર આ રાક્ષસ-કુળનો નાશ કરવા માટે હવે એક પળ પણ ખોટી થશો નહી આવી રીતે વડીલ બંધુશ્રી રામચંદ્રના વાકય શ્રવણુ કરી લક્ષ્મણુ ઉતાવળા ઉગ્ર કોપમય પ્રતિજ્ઞા કરીને બોલ્યા હે વડીલ ! આપના વાકય શિરપર ધરીને પ્રતિજ્ઞા કરૂ છુ કે તે ઇંદ્રજિતને ભલે એવા એવા સો શંકર સહાય કરવા આવે તો પણુ જો આજે હુ એ ઇંદ્રજિતને ન મારૂ તો હુ તમારો દાસ નહી એમ કરીને અનંતાવતાર સુમિત્રાના પુત્ર લક્ષ્મણુજી તે પર્વતની ગુફા પાસે પહોચ્યા, અને બધા સેવકોને સ્વતંત્ર લડવાની છુટ આપી યજ્ઞકુંડમા વિષ્ટા ઈત્યાદિ અશુદ્ધ વસ્તુઓ નાખી નાખીને ઇંદ્રજિતના યજ્ઞનો નાશ કર્યો. ઇંદ્ર-

જિત બહુજ કોપાયમાન થઈ લક્ષ્મણુ સામો લડવા આવ્યો અને પ્રથમ ત્રિશૂળ બહુજ બળ કરીને શત્રુના સામે ફેંક્યુ. પરંતુ લક્ષ્મણજીએ એકદમ બાણુથી તેને ચૂર્ણ ચૂર્ણ કરી દીધુ જેમ જેમ ઇંદ્રજિત શસ્ત્રો ફેંકે તેમ તેમ લક્ષ્મણ ચૂર્ણ કરી દેતા હતા અંતે ઇંદ્રજિતે હારીને પોતાની આસુરી માયાનો ઉપયોગ કર્યો ક્ષણમા પૃથ્વીપર અને ક્ષણમા આકાશમા, ક્ષણમા એક અને ક્ષણમા અનેક થઈ વાનર-સૈન્યનો નાશ કરવા લાગ્યો, અને જેમ સર્પ-ફેણની છાયામા ઉદર નાચતો હોય તેમ નાચવા લાગ્યો આ વાત લક્ષ્મણજીએ લક્ષ્યમા લઇ પોતાના હાથથી કાનસુધી ધનુષ્ય તાણી રણ-સંગ્રામ વચ્ચે ટંકાર કર્યો, અને રામચંદ્રજીનુ સ્મરણ કરી મંત્ર ભણી પોતાનુ બાણ ચલાવ્યુ જેથી લક્ષ્મણના ક્રોધરૂપી અગ્નિમા પતંગની પેઠે રાવણના પ્રતાપી પુત્ર ઇંદ્રજિતના પ્રાણની આહુતિ અપાઈ એટલે શ્રીરામ શ્રીરામ એવા

ઉચ્ચારો કરતો પોતાના પ્રાણ તજી પૃથ્વીપર પડયો તે વખતે દેવો પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા લંકામા અપશુકનો થવા માડયા વાનરસૈન્ય હર્ષથી જયજય ધ્વનિ કરવા લાગ્યુ લક્ષ્મણજીના કોપભર્યા બાણથી ઇંદ્રજિતનુ ઉડેલુ મસ્તક એકદમ આવીને રામચંદ્રજીની સભામા પડયુ અને ઇંદ્રજિતનો કપાયલો જમણો હાથ તેની પતિવ્રતા સ્ત્રી સતી સુલોચનાના મહેલની બહારની અગાશીમા પડયો ડાબો હાથ અને મસ્તક વિનાનુ ધડ હનુમાનજી ઉપાડીને લંકામા દરવાજા પાસે મૂકી આવ્યા આવી રીતે પોતાની કરેલી પ્રતિજ્ઞા પાળી વિજય પામીને લક્ષ્મણજી રામનામનો જયજયકાર બોલાવતા રામચંદ્ર પાસે આવ્યા રામચંદ્ર લક્ષ્મણને ભાવથી ભેટી ધન્યવાદ આપી રહ્યા ઇંદ્રજિતનુ મસ્તક વાલીપુત્ર અંગદે હાથમા ઉઠાવી રામચંદ્રજીની પાસે આણ્યુ તે છેદાયલા મસ્તકને સઘળુ સૈન્ય આશ્ચર્યથી જોઈ રહ્યુ રામચંદ્રજીએ આ

ઈંદ્રજિતનું મસ્તક બરાબર સભાગી રાખવામાટે કપિને આજ્ઞા કરી

લંકામાં શેષનાગની પુત્રી અને ઇંદ્રજિતની સાધ્વી સ્ત્રી સુલોચના પોતાના મહેલમાં પોતાના અંગે સુંદર શણગાર ધારણ કરી રત્નથી જડેલા કનકના હિંડોળા ઉપર બેઠી હતી કેટલીક તેની સખીઓ પ્રીતિથી અરસ્પરસ મળીને નિત્યનિયમ પ્રમાણે પતિપૂજન કે પરમાર્થ સાધનની વાર્તા ચલાવતી હતી તેમાની એક સખીએ સ્ત્રીવર્તનવિષે સમજાવવા માટે સુલોચનાને વિનંતિ કરી ત્યારે સુલોચના પોતાની સખીઓને "સ્ત્રીઓએ પોતપોતાના પતિને વશ કરવા સારૂ કેવા આચરણથી વરતવું તેના નિયમો" નીચે પ્રમાણે કહેવા લાગી

"હે સખીઓ! પ્રાતઃકાળમાં પોતાના પતિના ઉઠયા પહેલા પોતે ઉઠીને પ્રથમ સુહસિત વદને શ્રદ્ધા સહિત પતિના મુખનું દર્શન કરવું. પતિ

પરદેશ ગયા હોય તો તેમની છબીના દર્શન કરવા અને કદાચ તે ન હોય તો તેમના સ્વરૂપનુ ધ્યાન કરવુ પથારીથી છુટા પડી, પતિના ઉઠવા પહેલા તેમને જોઇતી વસ્તુઓની ( દાતણ, પાણી, માટી, ઈત્યાદિની ) તૈયારી રાખવી પતિ નાહી ધોઇ તૈયાર થાય તેટલામા ઘરના દરેક ભાગને તળે, ઉપર તથા ખૂણે ખાચરથી ઝાડી ઝુડી સાફ કરી તરત ન્હાઇ લેવુ

પતિને મનપસદ પાણીથી ન્હવરાવી, પહે-રવાને વસ્ત્ર આપવા અને પછી તેમના માટે ભગવદ્સેવાની સામગ્રીઓ તૈયાર કરવી પતિ જે ધર્મ પાળતા હોય તે જ ધર્મ પોતે પાળવો, તેમનાથી વિરુદ્ધ ધર્મનુ સેવન કોઇ કાળે પણ કરવુ નહિ પતિ ધ્યાન–પૂજનમા બેસે તે સમયે તેમના ચરણમા મસ્તક રાખી, નમ્ર ભાવથી અભિવદન કરવુ, અને પછી પતિદેવ અથવા સદ્ગુરુ દ્વારા મળેલા મત્રનો જપ, બને તેટલો અવશ્ય કરવો એટલામા બાળકોને

જાગ્રત થવાને। સમય થયો હોય એટલે તેમના તરફ ધ્યાન આપવુ. પતિને મોડા ઉઠવાને। અભ્યાસ હોય તો બાળકોની પ્રથમ સભાળ લેવી આળસ એ દરેક માણુસને। મ્હોટો દુશ્મન છે, માટે તેને। ત્યાગ કરી ઉદ્યમી થવુ અને ઘરકામરૂપી યોગ્ય કસરત કરવી. " નવરૂ નખોદ વાળે " એ સાધારણુ પણુ કિમતી કહેવત પર લક્ષ રાખી, ઉદ્યમમા નિરતર મચ્યા રહેવુ બાળકોને ઉઠાડી, આખ મ્હો ધોઇ, વસ્ત્રો પહેરાવી સાવચેત કરવા. પછી ઘરમા જે જે વડીલ મનુષ્યો હોય તે સઘળા-ઓને નિત્ય પગે લાગવા જવાની તેમના ઉપર ફરજ પાડવી. આથી બાળકોનુ દેહાભિમાન ઓછુ થશે અને વડીલોના રૂડા આશિર્વાદથી તેમને આયુષ્ય, ચિત્તશુદ્ધિ, આસ્તા અને માતા–પિતાની ભક્તિરૂપ ઉત્તમ ફળો મળશે બાળકોને। પ્રથમ ગુરુ માતા, બીજો ગુરુ આચાર્ય છે. આ ત્રણે ગુરુજનો પાસેથી સારી પેઠે શિક્ષા

પામેલુ બાળક ઉત્તમ પ્રકારનુ નિવડે છે, તેમાં પણ પતિ અને આચાર્ય કરતા પણ માતા ઉપર વધારે જોખમદારી રહેલી છે, કેમકે આદિ આચાર્ય માતા છે, માટે પ્રથમ અવસ્થામા બેસતા સસ્કારો ઉપર માતાએજ લક્ષ રાખવાની જરૂર છે પોતાના બાળકોને શુદ્ધ તથા સાચુ બોલતા શીખવવુ તેમની પાસે લાડથી કાલુ કાલુ બોલવુ નહિ કદાચ કોઈ બીજુ માણસ તેવા શબ્દો બોલતા શીખવે અથવા તેમના પ્રત્યે બોલે તો વિવેકથી તેનો અટકાવ કરવો. સારા શ્લોકો બોલતા શીખવવા બાળકોને નીચ સ્વભાવના, દુર્ગુણી તથા વ્યસની માણસોને રમાડવા માટે કદી પણ સોપવા નહિ, તેમજ ઝાઝા હાથમા પણ બાળકોને રમાડવા આપવા નહિ આમ કરવાથી બાળકની ટેવ બગડતી અટકશે બાળકને ઝાઝા હાથમા નહિ આપવાના બીજા કેટલાક છુપા કારણો છે કે જે તન-મનનો બિગાડ કરે છે, વાસ્તે આ બાબ-

તપર ખૂબ ધ્યાન આપવુ ખોટી બ્હીક ' આહુ આવશે ' એવી કોઇ પણ દેખાડવાની તથા ક્રોધે ભરાઇ બાળકને માર મારવાની ટેવ રાખવી નહિ, તેમજ કોઈની રીસ તેમના પર ઉતારવી નહિ રોષ અથવા ક્રોધ કરવાથી કદી સારૂ પરિણામ આવતુ નથી

બાળકોના દેખતા પતિ સાથે અવિનય ભરેલી કોઇ પણ ટેવથી વર્તવુ નહિ, તેમજ કઈ પણ કુચેષ્ટા કરવી નહિ નિત્ય સમયસર સુઘડતા અને સાવચેતીથી પતિને પસદ હોય તેવી રુચિકારક રસોઈ કરવી અતરમા ઉત્સાહ રાખી પતિને, ઘરના તમામ નહાના મ્હોટા .માણુસોને જમાડી, પછી પોતે જમવુ.

અતિથિ (પરોણા), પતિના મિત્રો, પાસેના સગાઓ, તથા આશ્રિતો તરફ પણ ઉદાર બુદ્ધિથી અને માનની નજરે જોવુ. વખત પ્રમાણે ઘટે તેવો તેમનો સત્કાર કરવો, પરતુ

કદી ઈર્ષાભાવ રાખવો નહિ અદેખાઇ એ મ્હોટો દુર્ગુણ છે, એથી સ્નેહ-સબંધ તુટે છે અને શત્રુઓ વધે છે વાસ્તે સારા ગુણો મેળવી મૈત્રી વધારવી, સુજ્ઞતામા સરસાઈ કરવી પણ કોઈની ઈર્ષા કરવી નહિ પરાયુ સારૂ જોઈ પ્રસન્ન થઇશુ તો ઇશ્વર આપણુ પણ સારૂ કરશે, એમ ખાતરીથી માનવુ

રાધતા, ખાડતા, સોતા, ઝાટકતા, દળતા, વીણુતા, ઝાડુ કહાડતા તથા એવા જ બીજા કામો કરતા ઝીણા જીવોની પણ હિંસા ન થાય તે માટે બને તેટલી કાળજી રાખવી. તેમજ રાધવાનુ અન્ન નિત્ય નજર હેઠળ કરી (તપાસી) વાપરવુ, તેમજ જળનો પણ ગાળ્યા વગર ઉપયોગ કરવો નહિ ઘરમા ભરી મૂકેલુ અનાજ તેમજ બીજા કોઈ પણ પદાર્થો બગડી ન જાય તે માટે સાવધ રહેવું

ઘરનુ કામકાજ કરવામા દાસી જેવો શાંત સ્વભાવ રાખવો અને હલકામા હલકુ કામ

કરતા પણ મનથી ગ્લાનિ કે નાખુશી બતાવવી નહિ. (આ હલકાં કાર્ય નિંદાપાત્ર થતા નથી, માત્ર નિંદારૂપ થઈ પડે તેવા કાર્યો કરતા શરમાવુ ને તે ન કરવા ) રસોઇના કામથી પરવારી, અનાજના પાત્રો તપાસવા અને બગડતાં અનાજની સાચવણી કરવી આ કામો કરવાને ઘેર ચાકર હોય તો પણ પોતે દેખરેખ રાખવી અને નવરાશની વેળાએ નીતિના ઉપયોગી પુસ્તકો વાચવા ખાલી નિંદા-કુથલીમા વખત ખોવો નહિ 'આટલો અભ્યાસ કરી અમુક પરીક્ષામા પાસ થયા,' એ કથાની સ્ત્રીઓએ ખાસ કરી પરવા રાખવા જેવુ નથી ઘરસંસાર ઉત્તમ રીતે ચલાવતા આવડે એજ સ્ત્રીઓની મ્હોટી પરીક્ષા છે પહેલુ તેમાજ ધ્યાન આપવુ સ્ત્રીએ પોતાનો ધર્મ બજાવવામાં પાછળ પડવુ નહિ

પોતાને હાથે થતા ખર્ચનો હિસાબ રાખવો અને કયુ અનાજ તથા કયી વસ્તુ કયે દિવસે

ઘરમા આવી તેની નોધ રાખવી. આથી વરો ધ્યાનમા રહેશે કોઇ પણ વસ્તુનો ઉલટો ઉપયેગ ન થાય તેની કાળજી રાખવી ઘટતી કરકસર કરવી કહેવત છે કે,–" ઘરની કસર ને વહાણની સફર " પણ અતિકસરીઆ કે કૃપણ થવુ નહિ, કેમકે લોભ પાપનુ મૂળ છે

કોઇને અમુક આપવાથી અમુક ફળ મળશે એવી લાલચ વગર નિત્ય શકિત પ્રમાણે નિષ્કામપણે દાન–પુણ્ય કરવુ એથી ચિત્તની શુદ્ધિ થશે ને ખરી શ્રદ્ધા વધવા લાગશે.

પતિને પૂછયા વગર છાની રીતે દાન દેવું નહિ તેમજ ઉડાઉ સ્વભાવ રાખવો નહિ નોકરચાકરથી તેમનો અધિકાર તથા તેમની અને પોતાની અવસ્થાનો વિચાર કરીને બોલાવા બેસવાની છૂટ લેવી, પછી તે નોકર ગમે તો સ્ત્રી હોય કે પુરુષ હોય, વળી તેમનાથી હસવાની અથવા હાસી–મશ્કરીની છુટ તો લેવી જ નહિ, કહ્યુ છે કે,—" હસ્યુ તે ફસ્યુ. "

પોતાને નહાવા–ધોવાના, ઘરેણુા–લુગડા પહેરવાના તથા સુવાના સ્થાનમા નોકરને આવવા જવાની છૂટ આપવી નહિ, પણ તે વિષે પ્રથમથી જ ના કહી દેવી ખાનગી સદેશા કહેવરાવવાની તથા એકાતમા વાતો કરવાની નોકર ચાકરથી છૂટ લેવી નહિ, કેમકે એમ વર્તવાથી વખતે તેમનાથી દબાવુ પડે છે અને પતિને કદી ભ્રાતિ પડે તો તેનુ પરિણામ ઘણુ માઠુ આવે છે હમેશ હુશિયાર રહેવુ, ગફલત રાખવી નહિ.

કામ વગર પારકે ઘેર જવુ નહિ, તેમ પોતાના ઘરમા પણુ ચડાળ ચોકડી જેવા અનાચારી બૈરાઓને એકઠા કરી બેસવુ નહિ ઉચે સાદે વાતો કરવાની ટેવ રાખવી નહિ, તેમ ઝાઝુ અને જોશથી હસવુ નહિ, પછી ચાહે પીયર હોય કે સાસરૂ હોય

જુદી જુદી જાતની રમત–ગમત તથા મેળા તમાસામા ભાગ લેવા પોતાની મરજીથી ઇચ્છા

કરવી નહિ વડીલો કહે તો તેમની સાથે પોતાની લાજ–મરજાદા જળવાય તેવી રીતે ભાગ લેવો

હળદર, કંકુ, કાજળ, સિંદુર, ચોળી, તાબુલ, કાસકી, કેશપાસ તથા મંગળાભરણ, એટલા પદાર્થોનો સૌભાગ્યવતી સ્ત્રીએ ત્યાગ કરવો નહિ; મતલબ કે ઘટતી રીતે શરીર સ્વચ્છ અને શોભીતું રાખવુ

પતિ પરદેશ હોય ત્યારે સૌભાગ્ય ચિન્હો શિવાય વધુ પડતો શણગાર ધારણ કરવો નહિ પતિના બોલવા–ચાલવાના ચાળા પાડવા નહિ તેમજ તેમનાથી પોતાના રૂપ, ગુણ અને લાવણ્યનુ અભિમાન કરી, તેમની હલકાઈ અથવા ચેષ્ટા કરવી નહિ

દેવ–દર્શનનો અતિ ભાવિકડો સ્વભાવ રાખી, મંદિરે મંદિરે ભટકવું નહિ સ્રીને તો પતિ તેજ સાચો દેવ છે

દૈવની ઇચ્છાએ મળેલા પતિના શરીરમા દેવભાવ જ રાખવો, પછી તે ગમે તેવી ખોડખાપણવાળો હોય એટલે કે આધળો, પ ગળો હુ ઠો ક ણો, બહેરો, રોગી, કુરૂપી– ગમે તેવી વિકૃતિ પતિના શરીરમા પ્રથમથી જ હોય અથવા પાછળથી થઇ હોય, તથાપિ તેમન વિષે દુર્ભાવ લાવવો નહિ પતિપ્રેમ એ જ સ્રીઓનો ખરો નિયમ છે, તે દૃઢતાથી સમજવુ જે સ્રી પોતે પોતાનો ધર્મ ભૂલી ( પતિવ્રત તજી ) અન્ય પરપુરુષને ચ્હાય છે તેવી સ્રીને તેના માતા–પિતા કે અન્ય કોઇ જન ઇચ્છતું નથી, અને ચોતરફથી તે અપમાન અને ફિટકાર પામે છે વળી તેની સાખ જતી રહેવાથી જ્યા ત્યા હાડછેડ થઇ ઘણી દુ ખી થાય છે પર તુ પતિવ્રત પાળનારી સ્રી ઠામ ઠામ પૂજનીય ગણાય છે સાધારણ એવી કહેવત છે કે " લાખ જજો પણ સાખ ન જજો " માટે સદા સ તોષી તથા ધર્મપરાયણ થઈ,

પતિના પ્રેમને પોષી, પ્રભુનુ પ્રીતિપાત્ર બનવા પ્રયત્ન કરવો તેથી આ લોકમા કીર્તિ અને પરલોકમા શાતિની સાથે મુકિત મળશે, એ નકકી જ છે દ પતીના પવિત્ર પ્રેમ આગળ ત્રિલોકનુ સુખ કશી ગણત્રીમા નથી, એમ ખાતરીથી સમજી, પ્રેમની નિત્ય વૃદ્ધિ કરવી

પતિ બહારથી ઘરમા આવે કે તરત ઉભા થઇને માન આપવુ અને આસન તથા જલાદિકથી યોગ્ય સત્કાર કરવો પણ જો બાલક ધાવતું હોય તો તને દોડાવીને ઉઠવુ નહિ, મતલબ કે વિવેક વાપરતા વિપરીત ન થાય તેનો વિચાર રાખવો

પતિની પાસે હોઇએ ત્યારે વાર વાર તેમના મ્હો સામુ જોયા ન કરવુ, પરતુ તેમના ચરણમા જ દૃષ્ટિ રાખવી

સાજે રસોઇ કરવાની હોય તો તે રસોઇનુ અન્ન દિવસ છતા જ સુધારી રાખવુ

રાત્રિના ભોજનથી પરવારી સુવાની જગ્યા તથા બિછાનુ સ્વચ્છ કરી, પતિને પોઢવાની ઇચ્છા હોય તો તેમના શરીરની સેવા કરી પછી પોતે શયન કરવુ સુવાના સ્થાનક શિવાય પતિથી ઉચા અથવા બરાબરના આસનપર બેસવું નહિ પતિ સાથે કઠોર શબ્દમા ભાષણ કરવુ નહિ, પણ કોમળ, મધુર સ્વરે અને વિનય સહિત હમેશા બોલવુ પતિ સદા નચિત રહે એવી ખાતરી ભરેલી ચાલ રાખવી સ્ત્રીઓએ પોતાને વહાલામા વહાલુ અને મોઘામા મોઘુ પતિસમાન કાઇજ નથી એમ સમજવુ, કારણ દરેક પોતાના ભાગ્યનુ ભોગવે છે પરતુ સ્ત્રીનુ ભાગ્ય તો તેના પતિના ભાગ્ય સથે જોડાયલુ છે, માટે સ્ત્રી પોતાના પતિનુ જ ભાગ્ય ભોગવે છે એમ કહેવાય છે તે યોગ્ય છે

પતિપાસે બેસવાનો વિશેષ વખત મળતે હોય તો વિનતિ કરી શીખામણની વાતો સાભળવા આતુર રહેવું

દરેક વ્યવહારિક કાર્ય, પતિની સલાહ વગર કરવાની ઇચ્છા કોઈ દિવસ પણ કરવી નહિ, અર્થાત મત્રિની પેઠે દરેક બાબતમા પ્રથમ તેમની સમતિ મેળવવી કદી સર્વ વાતની તેમણે આપણને સત્તા આપી હોય તો પણ તેમને કાને નાખ્યા વિના પોતાની મરજીથી કોઇ કામ કરવુ નહિ

ઘરમા કોઇ પણ પદાર્થનુ નુકશાન થઈ ગયુ હોય તો તે વાત પતિથી છુપાવાની ઇચ્છા નહિ કરતા, પૂછયા પહેલા જ ક્ષમા માગી દોષ કબુલ કરવો વાક સતાડી ઠગવાની ધારણા રાખવી નહિ વાક છુપાવતા બેવડો વાક થાય છે ને માફીને બદલે ઠપકો તથા શિક્ષા મળે છે પણ વાર વાર વાક ન થાય તેની કાળજી રાખવી જોઇએ

જેથી દુખ થાય તેવી વાતો પતિને કહેવી નહિ. પતિના ચિત્તને પોતાના કુટુબથી છુટુ

પડવાનો પ્રસ ગ આવે એવા વાક્યોનો ઉચ્ચાર સુદ્ધા કરવો નહિ

બનતી સ ભાળથી સહનશીલતા રાખી, સાસરિયાના સઘળા મનુષ્યથી સદાય સ પીને ચાલવુ, એટલુજ નહિ પણ નમ્રતાથી વર્ત્તવુ, કહ્યુ છે કે ' સાસરિયાની શૂળી સારી, પણ પીયરિયાની પાલખી નહિ સારી." કારણ કે પતિની જ સાહેબી અથવા ગરીબીમા તેની મજા સમાયલી છે, પિતાના પહની સ્ત્રી અધિકારી નથી જ પિતા રાજા હોય અને પતિ ર ક હોય, તો પણ ર ક પતિ સાથે જે યશ અને સુખ મળે છે તે કદી રાજા પિતાને ત્યાથી મળતુ નથી, માટે પતિમા અખ ડ પ્રેમ અને લાગણી રાખવી

સાસરિયામા કોઇપણ માણુસથી બહુ મજબૂત કારણ વગર, વિરોધ કરવો નહિ, તેમજ કોઇને મ્હેણા-ટોણા મારવાની ટેવ રાખવી જ નહિ

કદાચ તે પક્ષનુ કોઇ માણુસ આપણુને નાલાયક માલમ પડે તો બહારથી જરૂર જેટલો વ્યવહાર રાખવો, પણ તેને વધારે મ્હો-મન દેવું નહિ

દુર્ગુણી માણુસોની સાથે એકાતમા રહેવુ નહિ તથા ઉજડ ઠેકાણે અથવા કોઇપણ સ્થળે વિશ્વાસ કરી તેમની સાથે બહાર-માહ્ય જવુ નહિ

ઘરેણા લુગડામા સદા સતોષ રાખવો પતિની સપત્તિનો વિચાર કર્યા વગર માગ માગ કર્યા કરવુ નહિ.

ગરીબ સ્થિતિ છતા જે માણુસ લોભ વશ થઇ સુખની લાલચે અવળે રસ્તે ઉતરી પડે છે તે પકડાયા વિના રહેતુ નથી, કારણ પાપ છાપરે ચઢીને પુકારે છે અને સર્વ વ્યાપક ઇશ્વર તે જુએ છે એટલે દુખ જ ઉપજશે એમ નિશ્ચયથી માની ગરીબીમા અથવા મળેલી સ્થિતિમાં સદા સતોષપૂર્વક રહેવું

" પુણ્યે પાપ ઠેલાય " એ કહેવત પકડી કોઇ સ્રીપુરુષ, પાપના બદલામા પુણ્ય કરે છે અને ફરી ફરી પાપ કર્યા કરે છે. અને પાછુ પુણ્ય કરે છે પણ એથી કાઇ પાપ ટળતુ નથી, માટે પાપને માર્ગે પ્રથમથીજ પગલુ ભરવુ નહિ કેમકે પાપનુ ફળ તો ભોગવવુ જ પડે છે

મનને અતિ કામવશ બનાવે એવા અત્તર, પાક, પદાર્થોની ઇચ્છા કરવી નહિ બનતા સુધી કોઇપણ ચીજને જોઇ લલચાવુ નહિ માત્ર શરીરના તથા સૌભાગ્યના રક્ષણ માટે જે પદાર્થો જોઇએ તેનુજ સેવન કરવું

વસ્ત્ર તથા ઘરેણા એવા ન પહેરવા કે જેથી પોતાની તોછડાઇ જણાય, તેમજ બહુ છટાદાર પોષાક પહેરવાની તથા બોલવા ચાલવાની ટેવ પણ રાખવી નહિ.

સાદો અને શોભિતો પોષાક પહેરવો, બોલવા ચાલવાની ઢબ છબ પણ સરળ અને પ્રૌઢ રાખવી.

લસણ, કાંદા (ડુંગળી,) ગાજર વગેરે હલકા પદાર્થો ખાવાના ઉપયોગમા લેવા નહિ, કેમકે તેથી બુદ્ધિ નીચ અને નિર્દય થાય છે, એટલુજ નહિ પણ મન અધીરૂ થઈ અવળે માર્ગે અથડાવે છે

બાળકોનુ રક્ષણ કરવામા તેમજ પોતાના શરીર સબધી કાર્ય કરવામા કોઇપણ તરેહનો સ કોચ વેઠવો નહિ

માર્ગે જતા ન્હાના-મ્હોટાની મરજાદા રાખી ચાલવુ ઉછાછળી, બેદરકારી તથા મદભરી ચાલથી છેલ બની 'લોક મ્હારા તરફ કેમ જુએ અને હુ સહુમા દેખાવડી કેમ લાગુ' એવુ ધારી પગલા ભરવા નહિ, પરતુ ગભીરતાથી સામાન્યપણે ચાલવુ શીયળવ્રત પાળતા પ્રાણ દેહથી જુદા પડી જાય તોપણ ચિતા નહિ, કારણ શીયળ એ જ સ્રીનો પરમ ધર્મ અને ખરો શણગાર છે સાહસ કર્યું ગણાય તેવી સોબત તો કરવી જ નહિ

પતિનો દ્વેષ કરનારી તથા પતિના શરીરમા જેની પ્રીતિ ભકિત ન હોય તેવી સ્ત્રીઓ સાથે વાતચિતનો પણુ પ્રસ ગ રાખવો નહિ. રતિસુખના સમય વગર બીજી કોઇ પણુ વાતમા ચાહે પોતે રૂપ–ગુણુ–યૌવન–વિદ્યા અથવા ધનમા અધિક હોઇએ તોપણુ પતિથી પોતાની વડાઈ કરવી નહિ પતિ જે જે વસ્તુમા પ્રેમ રાખતા હોય, તે જ વસ્તુમા પોતે પ્રેમ રાખવો, પતિને રાજીએ રાજી અને પતિને દુ ખે દુ ખ મતલબ કે સુખ–દુ ખમા એકરૂપ થઇનેજ વર્તવુ કેમકે સતીને તો પતિ એજ ગતિ છે.

વ્રત–ઉપવાસ અથવા કાઈ નિયમ રાખવા ઇચ્છા થાય તો પતિને પૂછી તે આજ્ઞા આપે તો જ શરીર સાચવી તેનુ આચરણુ કરવુ જુઠુ ભાષણુ કરવાની, જુઠાં આળ ચ્હડાવવાની તથા વૃથા કલેશ કરવાની ટેવો રાખવી જ નહિ, કેમકે તે ટાળતા બહુ મહેનત પડે છે જે કામ

કરવાની પતિની ઇચ્છા ન હોય, તે કામ તરફ વેર ભાવથીજ જોતા રહેવુ, મતલબ કે તેવા કામ કરવાનુ લેશ પણ મન કરવુ નહિ. કુલીન કાન્તાએ પોતાના પુત્રો કરતાં પણ પતિમા વધારે પ્રેમ રાખવો, કારણ ખરૂં દૈવત પતિજ છે ભયના પ્રસ ગ વગર પતિને નિદ્રામાંથી જગાડવા નહિ, તેમજ પોતાના કોઇ પણ સાધારણ કામમા તેમને મહેનત આપવી નહિ

પતિને જે વાત પસ દ પડતી ન હોય તેનો ઉચ્ચાર સરખો કરવો નહિ ને તે વાત તો મનમાથી કહાડીજ નાખવી

પતિ બહારથી આવે કે તુરત જ તેમનાથી બોલવુ નહિ, પણ જ્યારે સ્થિર થાય ત્યારે પડતે પ્રસગે કઇપણ કહેવાનો સ્વભાવ રાખવો

મ ગાવ્યા છતા પતિ કદાચ કોઈવસ્તુ લાવ્યા ન હોય તો ભોજન અથવા પૂજન કરતી વેળા

તેની ઉઘરાણી કરવી નહિ પણ જ્યારે મન શાન્ત હોય ત્યારે નમ્રતાપૂર્વક યાદ આપવી

રતિકાળે કોઇપણ વાતનો વિવાદ કરવો નહિ, કોઇ પદાર્થની માગણી કરવી નહિ, તેમજ કોઇપણ વાત કબુલાવી લેવી નહિ ઘણી સ્ત્રીઓ એ કાળ સાધે છે, પણ તે બહુ અયોગ્ય છે તે કાળે પોતાની કોઇપણ જાતની ઇચ્છા પૂરી પડાવી લેવાના વિચારમા રહેવું એ અધમતા છે, માટે પૂર્ણ આનદમય વૃત્તિથી જ રહેવુ અને પતિના ચરણ તથા ચ્હેરાનુ ભક્તિપૂર્વક ધ્યાન કર્યા કરવુ. ( કારણ ગૂઢ છે )

પતિથી કાઇપણ વાત કરવી હોય, પુછવુ હોય કે કાઇ લેવુ દેવુ હોય, તો નરમાશ ભરેલા શબ્દોથી કહેવુ સર્વ સાથે સભ્યતાથી બોલવુ–ચાલવું, કેમકે વિવેક એ જ મનુષ્યનું ભૂષણ છે.

તોછડા ( હલક ) અથવા માર્મિક શબ્દોમા બોલવુ નહિ અને મ્હેણા–ટોણા તથા અબોલાના બોલો પણ બોલવા નહિ,

લગ્નાદિક પ્રસ ગે ફટાણાં વગેરે હલકા ગીત ગાવા નહિ મશ્કરી કરવાની ટેવ રાખવી નહિ અને હાસ્ય કરવુ તો એવુ કે જેથી કોઇને હલકુ ન લાગે અને ખુશી ઉપજે. કદી તેમ ન આવડે તો મુ ગા રહેવુ એજ ઉત્તમ છે

હાસ્યમા એટલે હસતા હસતા પણ કોઈ જાતના દુ:ખકારક બોલ બોલવા નહિ અને અપશબ્દોનો તો ઉચ્ચાર સરખો પણ કરવો નહિ.

ગુસ્સાને મારે અબોલા લઇ બેસવું નહિ, પર તુ વખત વીતે એટલે ફરી પ્રસન્ન વદને વિનયસહિત બોલવું

પ્રત્યુત્તર એટલે જેને સામા બોલવુ કહે છે, તેવુ નહિ થાય તેની કાળજી રાખવી, તેમ તાણીને પણ બોલવુ નહિ

પતિ સન્મુખ પગપર પગ ચ્હડાવીને અથવા લાંબા પગ કરીને બેસવુ નહિ.

પતિ જે કાઇ વસ્તુ લાવી આપે તે કાળજીથી સભાળી રાખવી, તેમ જ તેનો ખર્ચ પણ વિચારીને કરવો સઘરી રાખેલી થોડી વસ્તુ પણ કોઈ કાળે ઘણી કિમતી થઈ પડે છે ને મ્હોટો લાભ આપે છે

પતિની સેવાથી દરેક કાર્યોને ઓછી કિમતના જાણવા અને હજાર કામ પડતા મૂકી તેમની આજ્ઞાપર પહેલુ ધ્યાન આપવુ

દૈવયોગે પતિના શરીરને રોગાદિક થઇ આવે તો એકદમ ગભરાવુ નહિ, પણ સાવધ રહી તન-મન-ધનથી સેવા કરવી તથા ધીરજ અને હિંમત આપી ઇશ્વરસ્મરણ કરાવ્યા કરવુ

પતિ પ્રેમવશ થઇ આપણા ગુણના વખાણ કરે તો તે સમયે તેમના પવિત્ર ચરણોમા દૃષ્ટિ રાખી મૌન રહેવુ, અથવા નમ્ર શબ્દોથી દાસી ભાવ અને સ્વધર્મ પ્રકટ કરવો.

શરીરની છાયા જેમ શરીરની સાથેજ હોય છે, તે પ્રમાણે સ્ત્રીએ પોતાના પતિનેજ અનુસરવું મતલબ કે સર્વ વાતે પતિના મતને અનુસરી તેઓ ખુશી રહે તે પ્રમાણે આજ્ઞાઓ પાળવી.

પ્રસંગે પતિની ભૂલ થયેલી જણાય તો તુરત ફુલાઇ ઉપદેશ દેવા બેસવુ નહિ, પણ ભૂલ થયા પહેલા સૂજ પડતી હોય તો વિનતિ રૂપે ચેતવણી કરવી

પતિની પ્રત્યક્ષ આજ્ઞા વગર કોઇપણ વસ્તુની લેવડ દેવડ કરવી નહિ અને કોઇ પણ સાહસમા ઉતરવુ નહિ

સ્વચ્છતા એજ સ્વર્ગ છે, માટે પોતાની શક્તિ પ્રમાણે ગમે તેવી અવસ્થામા હોઇએ તોપણ શરીરથી, વસ્ત્રોથી, બાળકોથી તથા ઘરથી સર્વ પ્રકારે સ્વચ્છ રહેવાનો સ્વભાવ પાડવો

દરેક વસ્તુ ઠેકાણાસર ઠીકઠાક ગોઠવી રાખવી જે તે જ્યા ત્યા પડ્યુ છે એમ થવા ન દેવુ જે વેળા જે જોઇએ તે વેળા તે તરત મળી આવે અથવા લઇ શકાય, તે માટે દરેક પદાર્થોને રાખવામા સ્થાનક નક્કી કરવા, તેમજ જે પદાર્થ જ્યાથી લીધો હોય તેને પાછો ત્યાજ મૂકવો.

( દોહરો )

જાદુ ટોણા જ ત્ર કુનિ, મ ત્ર કરો જિન કોય,
ક ત કહે સો કીજિયે, આપહિશુ વશ હોય

( साहित्य-रत्नाकर .

જાદુ, કારણુ, મ ત્ર, જ ત્ર, ત ત્ર, અથવા તોટકા પતિને વશ કરવા માટે પોતે શીખવા નહિ, કદાચ કોઇ પોતાનો અનુભવ પ્રકટ કરી તેમ કરવા મોહ બતાવે, તો તેમા ફસાવુ નહિ–તેવી પ ચાતમા પડવુ જ નહિ, કેટલીક અજ્ઞાન સ્રીઓ પતિને અને સાસશને વશ-

ફરવા માટે દોરા, ચિઠ્ઠી, માદળિયા, વગેરે કરાવતા ધુતારાના ઢોંગમા ફસી જઇ ધન તથા આબરૂ ખોય છે અને ઉલટુ પરિણામ આવ્યાથી મોટા સકટમા સપડાય છે, માટે કદી એવી ઉલટી ઇચ્છા સ્વપ્નમા પણ કરવી નહિ

પવિત્ર પ્રમદાઓએ "યુવતીસૌભાગ્યરત્ન, સતી ગુણચદ્રિકા, સત્સગશિરોમણી, ગૃહિણીસુવિચારમાળા, સતીમડળ, કહાન કાવ્ય, મહિલા પ્રબોધિની" એવા પુસ્તકો વાચવા કે જેથી સ્ત્રીધર્મ ઉત્તમ રીતે સમજાય અને તે પાળવાપર પ્રીતિ ઉપજે ધર્મમાં શ્રદ્ધા રાખવી, પરતુ ધર્મને નામે ઢોંગમા ફસાવુ નહિ કર્ત્તા-હર્ત્તા ઇશ્વર સિવાય કોઈ નથી એમ ખાતરીથી સમજી, મન મજબૂત રાખવુ

પોતાનુ ભરણ-પોષણ કરનાર, સર્વ શૃગારના શણગાર, મસ્તકના ચૂડામણિ, તન

મનને શીત પમાડનાર, જીવનના કારણરૂપ, પ્રાણના આધાર, તન–મનના સ્વામી તથા સર્વ દેવના આશ્રયરૂપ પતિને વિષે સતી સ્ત્રીએ પરમાત્માની બુદ્ધિ રાખી, સર્વ વાતે પરાયણ રહી, પોતાના જીવિતને સફળ કરવુ

પતિ જ્યારે ઘર–સસારને લગતા કામમા હોય ત્યારે તેમના વિષે શ્રીબ્રહ્માની ભાવના કરવી, કામ શૃગારાદિક ક્રીડાઓની કળાઓમા તત્પર હોય ત્યારે તેમના વિષે શ્રીવિષ્ણુ ભગવાનની ભાવના કરવી, અને જ્યારે પ્રસગોપાત્ત ક્રોધાદિકમા અથવા તેવીજ બીજી ખટપટમા જોડાયા હોય ત્યારે શ્રીરુદ્ર એટલે મહાદેવની તેમના વિષે ભાવના કરવી, મતલબ કે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશરૂપ પોતાના પતિજ છે, એમ નિરતર ચિતન કરતા રહેવુ સ્ત્રીશરીરોને માટે પતિદેવ વિના અન્ય કોઇ દેવ ઉપાસવા યોગ્ય નથી, એમની સેવા સમાન બીજું કોઇ વ્રત નથી અને પતિ–પરાયણ થયા

વિના ઉદ્ધાર પામવાનો એકે માર્ગ નથી, એમ સતશાસ્ત્રો અને સતપુરુષો વારવાર પુકારીને કહે છે, માટે પતિથી ઇશ્વરનો અભેદ માનીને સર્વ સ્ત્રીઓએ તેમની આજ્ઞા પ્રમાણે વર્તવા, તેમને સારી રીતે અનુકૂળ રહેવા તથા તેમનીજ વૃત્તિને અનુસરવામા જરા પણ આળસ કરવુ નહિ પતિ–પત્નીનો સબધ એવો અદ્વિતીય અને દૃઢ છે કે સર્વ સબવ એથી પાછળ પડે છે, માટે પરસ્પર દમ્પતીએ પ્રેમ, વિશ્વાસ, લાગણી અને એકમેકની કાળજી રાખી વર્તવુ એજ સત્ય સુખો મેળવવાનો સહેલામા સહેલો માર્ગ છે ”

આવી રીતે સુલોચના પોતાની સખીઓને પતિવ્રત ધર્મ સબધી ઉપદેશ દઈ રહી હતી એટલામા લક્ષ્મણજીને હાથે કપાયેલ ઇદ્રજિતનો જમણો હાથ બહારની અગાશીમા આવીને પડતા જ ધબકારો થયો, ગુણવતીઓનો ઉપદેશ બધ રહ્યા વીજળી વેગે એક

દાસી જોવા દોડી આંખમાં આંસુ ભરી પાછી ફરી સુલોચનાને આ ત્રાસદાયક ખબર આપી, અને આ હાથ કોનો હશે એમ પૂછવા લાગી સખીનું કહેવું સાંભળી રત્નજડિત હીંડોળાનો ત્યાગ કરી સુલોચના પોતાની નજરે જોવા અગાશી તરફ ચાલી સ્રીસ્વભાવાનુસાર તેનું હૃદય થરથરવા લાગ્યું. અશુભશુકનદર્શક જમણું અંગ ફરકવા માંડયું અબળાએ અગાશીમાં આવી પડેલા હાથને ફરી ફરી તપાસીને જોયો, મણિયુક્ત કંકણો અને ભારે બાજુબંધથી ભૂષિત મોટા વૃક્ષની મોટી ડાળી જેવો તે હાથ પોતાના પતિનો છે એમ તેની ખાત્રી થઈ. પરંતુ તે સબળ શંકા કરવા લાગી કે,—જેણે નિદ્રા, સ્રી અને ભોજન બાર વર્ષ પર્યંત ત્યાગ કર્યા હોય એ જ મારા પતિનો નાશ કરી શકે, તે શિવાય કોઈ કરી શકે એમ નથી. તેથી આ હાથ મારા પતિનો કે કોઈ બીજાનો ? અથવા જો મારા પતિનો જ હોય તો એવા બાર વર્ષનો સખત

નિયમ પાળનાર કોણ હશે ? એ જાણવા સુલોચના ઘણી જ આતુર થઈ પોતે કપાયલા હાથ પાસે બેસી રહીને દાસીને કાગળ તથા ખડીયો કલમ લેવા મોકલી દાસી ઉતાવળી લઇને આવી સુલોચનાએ એ હાથના આગ-ળામા કલમ મૂકીને પત્ર આગળ ધર્યો પૂર્ણ પતિપરાયણા પતિવ્રતા સુલોચના પોતાના અડગ વ્રતના અસાધારણ કૃત્યે તે હસ્ત પાસે હકીકત જાણવા વિન તિ કરી સતીએ પતિ પૂજાનો પ્રબળ પ્રભાવ તથા સત્ય શિયળની સમૃદ્ધિ એકત્ર કરી અરજ સાથે ફરજ પાડી તેથી તુરત આગળાઓએ કલમ ઝાલી, અને પત્રપર દસ્કતો નીચે પ્રમાણે લખાયા—

## દોહરા

મરણ થયુ મમ સુદરી, લક્ષ્મણથી તુ માન<br>
નિદ્રા સ્ત્રી ભોજનતણો, ત્યાગી પરમનિધાન ૧<br>
શિર મારૂ રઘુનાથ જ્યા, અહિં આવ્યો આ હાથ<br>
શિયળવ્રત સાચુ હવે, મુજ હિત છે તુજ હાથ ૨

આવી રીતે હાથે લખી આપેલી કષ્ટકર વાત વાચી અખિલ બ્રહ્માડવાસી રામચદ્રજીના લઘુ બધુ શ્રીલક્ષ્મણજીને હાથે પતિનુ મૃત્યુ થયુ જાણ્યુ, છતા પણ માયાને વશ થએલી મહિલા માથુ કુટવા અને છાતી પીટવા લાગી શરીર-પરના ઘરેણાઓ અને વસ્ત્રો તોડી છોડી દૂર કરવા લાગી અને હા નાથ! હા કંથ! એમ પોકારતી પૃથ્વીપર પછડાવા લાગી દાસીઓ તેનુ દુ ખ જોઈ શકી નહી તેથી કહેવા લાગી

બહેન! સમજુ થઈ વધારે સ તાપ કરવો તે યોગ્ય નથી જે દેવના દૈવતનુ આ મહાન્ પરાક્રમ છે તેને વશ આપણે રહેવુ જોઈએ. કરેલી કૃતિ એ જ ગતિ આપનારી છે. માયાના વશમા લાચાર બની જવાથી આ મોહ ટળતો નથી. દેવ, ઋષિ, મનુષ્યનુ પણ મૃત્યુ સામે કઈ ચાલતુ નથી. મરનારના સ બ ધીઓએ તેની પાછળ રોવા કુટવા કરતા તને ઉત્તમ લોકની પ્રાપ્તિ કરાવવાના સાધનો સજવાં એ ઘણું જ

ઉત્તમ કૃત્ય છે સ્વાર્થપરાયણ સબંધીઓ અલ્પ સમય શોક કરી પછી સદાને માટે ભૂલી જાય છે જેઓ પોતાના વહાલાની યાદગીરી અશ્રુજળ વાટે બહાર કાઢી નાખતા નથી તેમનુ હૃદય તે સ્નેહીની યાદગીરીથી સર્વદા ભરપૂર રહે છે વળી મહારાજા ઈંદ્રજિત જેવા મહાન્ પરાક્રમી અને ઈંદ્રને પણ પોતાના બળે જીતી ઇંદ્રજિત પદ મેળવનારનુ અન્ય-લોકગમન શુ શોચનીય છે? સતી પતિપ્રાણા પત્નીઓના હૃદય શુ આવા પાતળા હોય? આવેલી આપત્તિને સહન કરવી એ હવે આપનુ ખરૂં કર્તવ્ય છે

આવી રીતે સખીઓના સુખકર શબ્દો સાભળીને નાગ કુમારી સુલોચના શાંત થઈ વિપત્તિને વિસારી હિમત ધરી પોતાના ભવનમા ભરેલી પોતાની તથા પોતાના પતિની સઘળી સમૃદ્ધિ દાન કરી પરવારીને એક રત્નજડિત પાલખી મગાવી તેમા પોતાના

પતિનો જ મણો હાથ થણગારી પધરાવી પોતે બેઠી અને સસરાજીના મહેલ પ્રત્યે ચાલી ઇદ્ર- જિતના મહેલમાથી નીકળેલી પાલખી રાવણુના મહેલમા જતા જોઈ અનેક અસુરસૈનિકો ઝાખા પડયા અને શોચ કરવા લાગ્યા સુલોચનાએ સભામા જઇને જ્યા રાવણુ બિરાજ્યા હતા ત્યા પોતાના પતિનો જમણો હાથ બતાવીને બોલી

પિતાશ્રી! "આપ છતા આ આપની કુલવધુના આવા હાલ થયા છે. હવે થયુ તે ન થયુ થવાનુ નથી. મારા મહેલમા આવી પડેલો આ જમણો હાથ છે અને મસ્તક તો અ તર્યામી પ્રભુ શ્રીરામચદ્રજી પાસે રહ્યુ છે માટે કૃપા કરી મને મારા પતિનુ મસ્તક શ્રીરામચદ્રજીની સભામાથી અપાવશો?" આવી રીતે કહ્યુ છતા રાવણે સુલોચનાની વાતની બીલકુલ પણુ દરકાર કરી નહી, અને તે શુ કહે છે એ પણુ જાણે સમજ્યો ન હોય તેમ પોતે પોતાની સ્વસત્તાના વખાણુ કરતો જ રહ્યો. સુલોચના

છેવટે નિરાશ થઈ બોલી કે, સસરાજી! ગર્વાધીન થયેલુ મન ભમતુ રહે છે સમજુ માણસો તો ઠોકર લાગતા માર્ગને છોડી દે છે ભમરો પણ પુષ્પની વાસ લઈ ઉડી જાય તો જ ઉત્તમ છે પરંતુ વધારે મોહમા પડે તો કેદ થવુ પડે છે એટલુ કહી શોચ કરતી 'સાસુજી મને કંઈ પણ સુલભ રસ્તો બતાવશે એમ ધારી' મંદોદરી પાસે આવી સ્નેહથી ચરણે નમી વિનય વચનથી બનેલી હકીકત સાસુજીને કહી સંભળાવી. અને કહ્યુ કે, માતુશ્રી હુ મારા સસરાજી પાસે જઈ આવી છતા તેમણે તો કંઈ પણ સાભળ્યુ નહીં.

આવી રીતે સુલોચનાના વાક્ય સાભળી મંદોદરી બોલી હે બેટા! સુલોચના! જેવુ ભવિષ્યમા થવાકાળ હોય તેવી બુદ્ધિ ઉત્પન્ન થાય છે મોટા દેવરૂષિના વાક્ય મિથ્યા થતા નથી. માટે કંઈ પણ ઉદાસ થયા વગર દેવોના દેવ શ્રીરામચંદ્ર જ્યા બિરાજેલા છે

ત્યા મસ્તક લેવા માટે તુ જાતે જા તેમ કરવાથી ત્હારે કોઈ પણ જાતની હરકત નથી કારણ કે રામચદ્ર તો કોઈના પણ શત્રુ છે જ નહી આવી રીતે સવારમા સ્મરણ કરવા લાયક પાચ સતીઓમા પ્રખ્યાત સતી મદોદરીની આજ્ઞા લઈ વરસાદ આવવાથી જેમ વેગભરેલી નદી સમુદ્રને મળવા ઉતાવળી દોડી જતી હોય તેમ સુલોચના શ્રીરામચદ્રજીની સભા તરફ ચાલી સુલોચનાનુ મન પતિનુ મસ્તક લેવા અને રામચદ્રજીનુ મુખ જોવા બેવડા આનદમા હતુ સુલોચનાને શ્રીરામ સમક્ષ આવવા દેવા કઈ પણ અડચણ ન થાય એવો બદોબસ્ત અગાઉથી જ થયો હતો સુલોચના પાલખીમા જ પોતાના પતિનો હાથ રહેવા દઈ જાતે એકલી નિડર બની વેગભરી રામચદ્રજી પાસે આવી સાષ્ટાગ પ્રણામ કરી સ્તુતિ કરતી ઉભી રહી આવી રીતે સુલોચનાનો પ્રેમ જોઈ શ્રીરામચદ્ર પ્રભુ કૃપાવત થયા અને કહ્યુ કે, હે સતી

સુલોચના! હું તારાપર પ્રસન્ન છું માટે જે વરદાન માગે તે આપું તું કહે તો તારા પતિ ઇંદ્રજિતને સજીવન કરી દઉં અને તેને લંકાનું રાજ્ય કોટિ કલ્પ સુધી આપું આવા રામચંદ્રજીના વાકય સાંભળી સુલોચના બોલી હે કૃપાસિંધુ! મેં હવે સકળ ભોગ ભોગવી લીધા છે • મને• કોઈ પણ જાતની તૃષ્ણા રહી નથી મારા સ્વામીનાથ, શ્રીલક્ષ્મણજીને જે પ્રાણનું દાન આપી ગયા તે હવે હું પાછું લેવા યોગ્ય ધારતી નથી પરંતુ મારા પતિનું મસ્તક મને આપો કે તે સાથે બળીને હું સતી થાઉં

આવા ડહાપણ ભર્યાં સુલોચનાના વાકયોથી રામચંદ્ર વધારે રાજી થઇને પૂછવા લાગ્યા કે, હે સતિ! તમે પોતાના મહેલમાં રહીને તમારા પતિ ઇંદ્રજિત લક્ષ્મણને જ હાથે મરણ પામ્યા છે એ શી રીતે જાણી શકયા? ત્યારે સુલોચનાએ કહ્યું, હે કૃપાળુ પરમેશ્વર! મારા પતિનો જમણો હાથ અગાશીમાં આવી પડયો એટલે

મેં જાણવા વિનતિ કરી જેથી તે હાથે કલમ પકડી સઘળી હકીકત પત્રમાં લખી દીધી તેથી જાણ્યુ. આવી રીતે સુલોચનાના વાકય સાભળી રામચદ્ર બોલ્યા, હે સતિ સુલોચના! તને ઘણો જ ધન્યવાદ છે કારણ કે કપાઇને શરીરથી જુદા થયેલા હાથે પત્રમા લખી આપ્યુ તે પ્રતાપ તમારા પાતિવ્રત્યની અમૂલ્ય શક્તિનો જ છે આ હકીકત સાભળી સર્વે રામચદ્રના સૈનિક રીછ અને વાનરો મહદ્ આશ્ચર્યમા પડયા કારણ કે શરીરથી જુદો થયેલો હાથ કાગળ ઉપર કલમથી લખે એ વાત સૌને માનવી મુશ્કેલ જ હતી. તેથી સુગ્રીવે રામચદ્રજીના સાભળતા સતી સુલોચનાને વિનતિ કરી કે બેન, સુલોચના! તમારી આ વાતની અમને સૌને શકા રહે છે. માટે હવે અગાશીમા પડેલા હાથે જેમ કલમ ઝાલી લખી આપ્યુ તેમ જો તમારા પતિનું મુખ આ સર્વે સભાના દેખતા હસે તો જ તમારૂ કહેવુ સત્ય માની શકાય.

આવી રીતે પોતાના સતીત્વની સત્યમા શંકા ઉઠી તે સતીને અસહ્ય લાગી તેથી પોતે પોતાના પતિના મુખ સામુ જોઈ સૌ સાભળતા એક વખત હસવા વિનતિ કરી, છતા જ્યારે રણસંગ્રામમા અસંખ્ય બાણુ સહન કરનારને હાસ્ય આવ્યુ નહીં ત્યારે સુલોચના ગભરાઇને છેવટે વિચાર કરતી બોલી

### દોહરો.

આવુ જાણ્યુ હોત તો, તેડાવત મુજ બાપ.
શેષનાગ સુણી મુખડુ, ખડખડ હસ્યુ અમાપ

આવી રીતે મુખ હસ્યુ તે જોઇ સુલોચનાના સત્ય સતીત્વની સભામા પરીક્ષા થઇ રહી. લક્ષ્મણજી ફિકરમા પડયા, દરેકે જયજયકાર ધ્વનિ કરી સતીના વખાણુ કર્યાં વિભીષણનુ હૃદય ભરાઇ આવ્યુ શ્રીરામચંદ્ર આ હેતુ સમજી ગયા કે ઇંદ્રજિતનુ મૃત મુખ હસતુ નહોતુ તેને હસાવવાને સુલોચનાએ પોતે શેષનાગની પુત્રી હોઇ

બોલાવવાનુ કહ્યુ, એટલે તે મુખ હસ્યુ તેનુ કારણ સુલોચના પોતાના પતિના રક્ષણ માટે પિતા શેષનાગને બોલાવવા કહેતી હતી પણ પોતે શેષનાગના અવતાર લક્ષ્મણજ છે અને તેમને હાથે જ પોતાનો નાશ થયો છે એ સાભળીને મૃત મસ્તક હસ્યુ હતું લક્ષ્મણજીને ખેદ થવાનુ કારણ પણ ઇન્દ્રજિત પોતાને જમાઇ તુલ્ય હતો એ હતુ આવી રીતે લક્ષ્મણજીને થયેલો ખેદ પ્રભુ રામચન્દ્રજીએ પોતાના માયાના આવરણોથી પળવારમા નષ્ટ કર્યો તે દિવસે લડાઇ બધ રહી સતી થતી સુલોચનાને જોવા માટે સર્વે રીંછ વાનરો સગમ નજીક ગયા સતી સુલોચના પોતાના પતિનુ મસ્તક વિગેરે લઇને પાલખી સાથે સગમ નજીક ગઈ 'સુલોચના સતી થવાની ખબર સાભળી રાવણ દરેક કુટુબસહિત ત્યા આવી પહોચ્યો. સુગ-ધથી ભરપુર કાષ્ટ ચિતામા પોતાનુ આસન દૃઢ કરી ઉચા હાથે દરેકને આશિર્વાદ આપતી

પોતાના પતિના મસ્તક અને કર સહિત દેહની સાથે બેઠી રાવણે અગ્નિસંસ્કાર કર્યો આવી રીતે તે દંપતી જોતા જોતામા સ્વર્ગલોકમા ગયા તે કોઇ જાણી શકયા નહીં. આકાશમા દેવતાઓ પુષ્પની વૃષ્ટિ વરસાવી સતીને ધન્ય-વાદ આપવા લાગ્યા

મહાદેવજી પાર્વતીને કહે છે, હે પ્રિયા! તને સતી સુલોચનાનુ વૃત્તાત સભળાવ્યુ. આવી રીતે જે નારી આ સતી સુલોચના સમાન પોતાનુ પાતિવ્રત્ય પાળશે અને તેણે કહેલા નિયમપૂર્વક શિયળવ્રત સાચવશે તો તે પોતાના સસરાના કુળને તથા માતપિતાના કુળને જરૂર દીપાવશે. તથાસ્તુ.

इति श्रीयुवतीसौभाग्यरत्ने श्रीमद् रामायणोक्ते उमामहेश्वर-सवादे सतीसुलोचनाख्यान संपूर्णम्. श्रीरस्तु

---

| | |
|---|---|
| હરિમાડે સ્તોત્ર ... | ૧—૦—૦ |
| સદ્‌ગુણ સગ્રહ | ૦—૧૨—૦ |
| દીવાળીબાઇ કૃત કવિતા સગ્રહ . | ૧—૦—૦ |
| નટવર ચડાળ ચોકડી | ૨—૪—૦ |
| સદ્‌ગુણી વહુ | ૦—૬—૦ |
| સ્વપ્ન ચિંતામણી | ૦—૫—૦ |
| પ્રબધ ચિતામણી ગુ૦ ટી૦ | ૨—૦—૦ |
| ભોજા ભગતની વાણી | . ૧—૦—૦ |
| ગોસ્વામી તુલસીદાસકૃત રામાયણ સટીક જામનગરના શાસ્ત્રી કાલીદાસ ગોવિંદજીએ કરેલા શુદ્ધ ભાષાતર દોહા ચોપાઈ સાથે .. | ૬—૮—૦ |

મુબઈ—"તત્ત્વવિવેચક" છાપખાનામા
શ યશવત કાશિનાથ પડવસે છાપ્યુ તે
રાજગુર પં૦ રવિશકર જ્યેષ્ઠારામ
પુસ્તકાલય ઝવેરબાગ કાલકા-
દેવીરોડ, ત્યા પ્રસિદ્ધ કર્યું

